# આબે હયાત.

જેની અંદર એતેરાઝોના ઊમદા જવાબો છે.

આ કીતાબ કીલીમંજારો મોશીવાળા શેઠ જુમ્માભાઇ ઇબરાહીમે પોતાના મરહુમ ભાઇ હાજી ઇસમાઇલ ભાઇ ઇબરાહીમની રૂહના સવાબ માટે વકફ કરી છે, જે વાંચે તે મરહુમ માટે ફાતેહા પડે અને ફેઝ હાંસલ કરે,

પ્રગટ કરનાર.

હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ.

...તી 'રાહેનજાત' 'બ...નજાત' અને 'નુરેઇમાન'

તોરજાહુસ્સાલેહીન વા૦ ૧૧૬ કીતાબોના કર્તા.

અરધો આનો મોકલી મંગાવી લીએ.

૧૩૨૬ હી૦ પ્રત ૧૦૦૦

ગામ—અમદાવાદ, પચપટ્ટી.

# આબે હયાત.

જેની અંદર એતેરાઝોના ઊમદા જવાબો છે.

આ કીતાબ કીસીમંજારો મોશીવાળા શેઠ જુમ્માભાઇ ઇબરાહીમે પોતાના મરહુમ ભાઇ હાજી ઇસમાઇલ ભાઇ ઇબરાહીમની રૂહના સવાબ માટે વકફ કરી છે, જે વાંચે તે મરહુમ માટે ફાતેહા પડે અને ફેઝ હાંસીલ કરે,


પ્રગટ કરનાર.

હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ.

અધીપતી 'રાહેનજાત' 'બાગેનજાત' અને 'નુરેઈમાન' તફસીર ઝાહદુસ્સાલેહીન વો૦ ૧૧૯ કીતાબોના કર્તા.


જરૂરત હોય તે પોસ્ટેજ અરધો આનો મોકલી મંગાવી લીએ.


માહે રમઝાન । સન ૧૩૨૬ હી૦ પ્રત ૧૦૦૦

ઈસ્નાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ, પાંચપટ્ટી.

# આબે હંયાત.

યાને જીંદગીનું પાણી.

## બિસ્મિલ્લાહિર રહેમાનિર રહીમ

અલ્હમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન, વસ્સલાતો વસ્સલામો અલા મોહમ્મદિન વ આલેહિત્તય્યેબીન તતાહેરીન, વલઅનતુલ્લાહે અલા અઅદાએહિમ અજમઈન.

બીરાદરાને ઈમાનીની ખીદમતે બાબરકતમાં—

## નાચીજ હાજી ગુલામઅલી હાજી ઈસમાઈલ

અરજ કરે છે કે આ જમાનામાં ઈસલામ ઉપર અને ખાસ કરીને શીઆહ ઈસ્નાઅશરી મઝહબ ઉપર ઘણી જાતના એઅતેરાઝો થયા કરે છે અને અમારી પાસે જે જે એઅતેરાઝો આવે છે તેના જવાબો દલીલ અને દાખલાથી ચોપાનીયામાં છાપીએ છીએ, પણ જેઓ ચોપાનીયા વાંચતા નથી તેઓ એ ફયઝથી મહરૂમ રહે છે અને તેથીજ અમોએ ગઈ પંદરમી સાલના બારમા હીસ્સામાં અરજ કરેલ કે ચોપાનીયામાં છપાતા કેટલાંક એઅતેરાઝોના જવાબની નાની એવી કીતાબ કોઈ ઘણી મરદ છપાવીને વકફ કરે તો જેઓ રાહેનજાતથી

હેટા રહે છે. તેઓને પણ લાભ થાય, તેથી કોલીમન્જારો મોશીવાળા સખી અને ઉદાર શેઠ **જુમ્માભાઇ ઇભરામભાઇએ** મજકુર કીતાબની એક હજાર નકલ છપાવી પોતાના મરહુમ ભાઇ શેઠ **હાજી ઈસમાઇલભાઇ ઇભરાહીમભાઇ**ની રૂહના સવાબ માટે વકફ કરી છે, અને તેનું નામ "આબેહયાત" જીંદગીનું પાણી રાખ્યું છે.

એ કીતાબ વાંચે તે મરહુમની રૂહ માટે એક ફાતેહા પડીને સવાબનો હદીયો પહોંચાડે એવી ઇલતેમાસ છે.

કોઇ જગોએ ભુલ જોવામાં આવે તો સુધારીને સવાબમાં દાખલ થશો, અને હર હાલમાં આ ખાકસાર બેકસો લાચારને દોઆએ ખેરથી યાદ ફરમાવશો.

## વસ્સલામ.



# એઅંતેરાઝોના જવાબ. (૧)

—o-o:o<>o*o-o—

કેટલાંક શખસો એવા નીકળ્યા છે કે જેમ બને તેમ શીઆહ ઇસ્નાઅશરીઓને આડી અવળી વાતો સમજાવી બતાવીને હક મઝહબથી ફેરવી નાખવા ચાહે છે, અને કોઇ કોઇ જાહીલ વીચાર કર્યા વીના તેઓએ નાખેલા શકનો ખુલાસો આલીમને પુછ્યા વીના તેઓની વાતને કબુલ કરી લીએ છે, તો એ મોટી ભુલ છે, પહેલે તો ફરેબીયોના ફંદામાં સપડાવું નહીં, અને વખતે નાદાનીથી તેઓના ફંદામાં સપડાયા અને શકમાં પડી ગયા તો તે શક દુર કરવો જોઇએ પણ કેટલાંક શક દુર કરતા શરમાએ છે કે એ બાબતનો સવાલ કરીશું તો આલીમ સમજશે કે દીનથી ફરી ગયો છે તેથી મનમાંને મનમાં વીચારમાં રહે છે અથવા દીનથી ફરી જાય છે અથવા શક-માંજ રહે છે.

એક શખસે કાંઇ વાતોના પ્રસંગમાં કહ્યું કે મુલ્લાઓ કુર-આને શરીફ પડાવે છે તેમાં પહેલે "અઊઝો બિલ્લાહે મેન-શ્શયતાનિર રજીમ" પડાવે છે પણ કુરઆનમાં તો નથી, તો એ મુલ્લાઓએ કાઢેલી વાત છે, વખતે હદીસમાં હોય તો હોય પણ કુરઆનમાં તો નથી, મેં કહ્યું કુરઆનની અંદર હોય તો ? તેણે કહ્યું જ્યાં ત્યાંથી મેળવી આપશો પણ સાફ સાફ ક્યાં છે ? મેં કહ્યું સાફ સાફ બતવું તો પચીસ રૂપીઆ ખરચીને ઇમામે હુસેન અ૦ ની મજલીસ કરશો ? તેણે કહ્યું તે તો સારી વાત છે પણ બતાવો તો ખરા ક્યાં છે ? તે વખતે અમોએ ગુજરાતી કુરઆને શરીફમાંથી

સુરએ નહલની ૯૮ મી આયત કાઢીને બતાવીને કહ્યું વાંચો તો સાફ તે આયતમાં નીકળ્યું તેથી ખાત્રી થઇ કે કુરઆનમાં છે, તે આયત આ છે, ખુદા ફરમાવે છે " ફએઝા કરઅતલ કુરઆન ફસતઇઝ બિલ્લાહે મેનશ્શયતાનિર રજીમ " એટલે જે વખતે કુરઆને શરીફ પડો તે વખતે ખુદા પાસે રાન્યા ગીએલા શયતાનથી પનાહ માગો.

આ ઉપરથી એમ ન સમજવું કે આ કોઇ એઅતેરાઝ હતો અને તેનો જવાબ હતો, ના આતો જાહીલોની સમજ વીનાની વાત હતી તેનો ખુલાસો કર્યો પણ જે મુદ્દાની વાત અને એઅતેરાઝ તે નીચે આવે છે. જયારે મજકુર શખસને એ બાબતનો ખુલાસો મળ્યો ત્યારે બાબીયોએ જે શક નાખેલ તે વીશે પણ પુછવાનું દીલ થયું અને પુછ્યું કે બાબી કહે છે કે હઝરતે રસુલે ખુદા મોહમ્મદ મુસ્તફા સ૦ મે મોઅજીઝા બતાવ્યા નથી અને ઇસલામીઓ કહે છે કે હઝરતે મોઅજીઝા બતાવ્યા છે, તે ખોટી વાત છે, કુરઆનમાં ખુદાના ફરમાનથી સાબીત થાય છે કે હઝરતે મોઅજીઝા બતાવ્યા નથી તેમ તે મોઅજીઝા બતાવાનું જાણતા પણ નહતા વીગેરે વીગેરે, મેં કહ્યું આ કોણ કહે છે ? કઇ આયતમાં છે ? તેણે કહયું ફલાણા બાબીએ મને કહયું અને તમારી લખેલી તફસીર કઢીને તેમાંથી ગુજરાતીમાં કુરઆનની આયત બતાવી, તે વખતે મેં કહયું એ આયત કઇ કઇછે?

તેણે કહયું ગુજરાતી તફસીરમાં ત્રણ જગોમાં છે પેજ ૪૩૪-૧૧૯૮-૧૬૮૬ માં, ૪૩૪ મા પેજમાં જે આયત છે તેમાં ખુદા એમ ફરમાવે છે કે અમોએ ઘણા પૈગમબરોને વહય મોકલી જેમકે હ૦ નુહ અ૦ વી૦ વી૦ માટે, તો આમાં કયાં છે કે પૈગમબરોને

મોઅજીઝા આપ્યા છે ? અને ૧૬૮૬ મા પેજમાં જે આયત છે તેમાં ખુદા ફરમાવે છે કે હઝરતે રસુલે ખુદા સ૦ પાસે લોકોએ મોઅજીઝો માગ્યો, તો ખુદાએ ફરમાવ્યું કે કુરઆને શરીફ બસ નથી કે મોઅ-જીઝો માગે છે ? અને ૧૧૯૮ મા પેજમાં જે આયતો છે, તેમાં ખુદા ફરમાવે છે કે લોકોએ હઝરતે મોહમ્મદે મુસ્તફા સ૦ પાસે મોઅજીઝાની માગણી કરી પણ હઝરતે મોઅજીઝા બતાવવાની ના પાડી અને કહ્યું કે મને મોઅજીઝા બતાવા મોકલ્યો નથી, મને તો હીદાયત કરવા મોકલ્યો છે, તો આ આયતોથી સાફ જાહેર છે કે હઝરતે રસુલે ખુદા સ૦ મોઅજીઝા બતાવ્યા નથી, અને જેઓ કહે છે કે હઝરતે મોઅજીઝા બતાવ્યા તે ખોટી વાત છે.

આના જવાબ અક્કલથી તેમજ કુરઆનથી ખુલાસા સાથે લખ-વામાં આવે છે, પહેલે તો અક્લી દલીલ એ છે કે પૈગમબર માટે મોઅજીઝો હોવો જરૂર છે, જો પૈગમબર મોઅજીઝો બતાવી ન શકે તો તે પોતાની સચ્ચાઇ કઇ ચીજથી સાબીત કરી શકે ? એમ તો હરેક જણ દાવો કરે કે હું પૈગમબર છું હવે લોકોને શી ખાત્રી થાય કે આ ખરો છે ? પણ તેનાથી કોઇ મોઅજીઝો જાહેર થાય તો અલબત્તા ખાત્રી થઇ શકે કે તે પૈગમબર છે, કેમકે મોઅજીઝો એવી ચીજ છે કે તે કોઇ પણ જાદુગર અને શોબદાબાજ, નજરબંધ કે હીકમત વાળાથી બની શકે નહીં, અને એવોજ મોઅજીઝો બતાવે કે તે જાદુ અને નજરબંધ તેમજ કળા વી૦થી બની ન શકે એવી વીચીત્ર બાબત હોય જેમકે મુરદાને જીવતા કરવા, ચંદ્રના બે કટકા કરવા, કોઢીને તેમજ આંધળાને સારા કરવા, તો સાબીત થયું કે પય-ગમબર માટે મોઅજીઝો હોવો ખાસ જરૂરી બાબત છે, અને તે

વીના પૈગમબરી સાબીત થઇ શકેજ નહીં, અને ખુદા પણ મોઅજીઝો આપ્યા વીના કોઇને પયગમબર કરે તો તે પોતાની હુજ્જત કેવી રીતે સાબીત કરી શકે? તો આ ઉપરથી એ બાબીઓનું કહેવું કે પયગમબરો માટે મોઅજીઝા ન હતા તે તદ્દન ખોટી વાત ઠરી.

તફસીરમાં ત્રણ જગોએ આયતો બતાવી તે લોકોને ભમાવા માટે છે, કેમકે કુરઆનમાં ઘણે ઠેકાણે છે કે પયગમબરોએ મોઅજીઝા બતાવ્યા છે, તો તે આયતો ન બતાવતા પોતાનો મતલબ પાર પાડવા માટે એવી આયતો બતાવવી કે જેમાં મોઅજીઝાનું બયાન ન હોય તે મોટામાં મોટા ફરેબ છે.

મોઅજીઝા ઘણા બતાવ્યા હોય પણ કોઇ મત્રકે મસલેહત ન સમજે તો ન બતાવે તેથી શું થયું? જેમકે કોઇ એવો આલીમ હોય કે તમામ મસઅલા જાણતો હોય અને ઘણાઓને સવાલના જવાબ આપતો હોય, તેને કોઇ આવીને મશકરી અથવા રમોજ માટે અરધી રાતના મસઅલો પુછે, તેને આલીમ કહે કે જા આવી મશકરીનો જવાબ મારી પાસે નથી અથવા આ વખતે જવાબ આપવાની જરૂરત નથી, તો આ વાત ઉપરથી એમ સાબીત થઇ શકે ખરૂં કે તે આલીમ નથી! તો બાબીઓ આ પ્રમાણે પોતાના મતલબને લાગુ પડે એવી આયત ગોતીને જાહીલોને બતાવે છે, જેમકે કુરઆનમાં એક આયતમાં છે કે "લાતકરબુસ્સલાત, વઅન્તુમ સોકારા" એટલે તમો નમાઝ પડો નહીં, એવી હાલતમાં કે જ્યારે તમો નશામાં હો, તો જે શખસ નમાઝનો ઇનકાર કરતો હોય તે કહે કે ભાઇ કુરઆનમાં પણ છે કે ખુદા ફરમાવે છે કે લાતકર બુસ્સલાત (નમાઝ પડો નહીં.) હવે આ વાક્ય જાહીલને વંચાવે

તેથી તે દોરવાઇ જાય કે ખરી વાત છે, પણ આલીમને પુછે તો ખબર પડે કે તેની પાછળ "વઅન્તુમ સોકારા" (નશામાં હો તે વખતે) છે, તે વખતે સમજે કે એ તો ફરેબ આપવા બતાવેલ, હવે બાકીયો જે મોઅજીઝાનો ઇનકાર કરે છે અને કોઇ પયગમબરે તેમજ રસુલે ખુદાએ મોઅજીઝા નથી બતાવ્યા કહે છે તેથી તેઓનો મતલબ એ છે કે તેઓ જ્યારે લોકાને બાબી કરવા ચાહે છે ત્યારે લોકો કહે છે કે તમારા બાબમાં કાંઇ મોઅજીઝા છે? જો મોઅજીઝા બતાવ્યા હોય અથવા બતાવે તો અમો ઇમાન લાવીએ, તે વખતે કહે છે કે મોઅજીઝાની ખોટી વાત છે કોઇ પયગમબરે મોઅજીઝો બતાવેલ નથી, જાહીલ પુછે કે કુરઆનથી સાબીત કરો, તે વખતે ઉપર બતાવેલ એ ત્રણ આયતો વંચાવી તરજુમો વંચાવે એટલે તેઓ સમજે કે હા કુરઆનમાં પણ છે કે પયગમબરોને વહય થતી કાંઇ મોઅજીઝા આપ્યા નથી, તેમ લોકો મોઅજીઝા માગતા તો ના પાડતા હતા; પણ બીજી ઘણી આયતોમાં મોઅજીઝાનું બયાન છે તેની જાહીલને ખબર ન હોવાથી ફરેબમાં આવી જાય તે બનવાજોગ છે.

એ ઉપરની ત્રણ જગ્યોની આયતોનો શું મતલબ છે અને કયા મવકા ઉપર નાઝીલ થઇ છે તે પાછળ આવશે, પહેલે મોઅજીઝાની સાબેતીની આયતો બતાવું છું કે ખુદાએ સુરએ હીજરની ૮૦-૮૧ મી આયતમાં ફરમાવ્યું છે કે હીજરના લોકોએ પૈગમબરોને જુઠ લાવ્યા એ છતાં કે તેઓને મોઅજીઝા બતાવ્યા, અને તે લોકો તે મોઅજીઝાનો ઇનકાર કરતા હતા, અને તે મોઅજીઝામાંનો એક મોઅજીઝો હઝરતે સાલેહ પયગમબરે કુફ્ફારોના કહેવાથી બતાવ્યો તે હતો, જેમકે તે લોકોએ કહ્યું કે ફલાણા પથ્થરમાંથી દસ મહીનાના

હમલ્લાવાળી સાંઢણી બાહેર લાવો તો ઇમાન લાવીએ, હ૦ સાલેહે મોઅજીઝાથી તેઓની ખાહીશ મુજબ સાંઢણી કાઢી તો પણ ઇમાન લાવ્યા નહીં અને તેણીને કતલ કરી નાખી, જેમકે સુરએ અઅ-રાફુની ૭૩ થી ૭૯ મી આયત સુધીમાં આ કીસ્સો છે; તેમજ બીજી કેટલીક આયતોમાં છે, તેમજ સુરએ બની ઇસરાઇલની ૧૦૧ મી આયતમાં ખુદા ફરમાવે છે કે "વલકદ આતયના મુસા તિસ્અ આયાતિન બય્યેનાત " એટલે અમોએ મુસાને નવ જાહેર મોઅજીઝા આપ્યા, તે પછી ફરમાવે છે કે ( અએ મોહમ્મદ સ૦ ) તે વીશે બની ઇસરાઇલને પુછ કે મુસા તેઓ પાસે ગયો તો ફીરઔને કહ્યું કે અએ મુસા તને કોઇએ જાદુ કર્યો છે, અને હ૦ મુસા અ૦ ના નવ મોઅજીઝાનું બયાન તેજ આયતની તફસીરમાં છે, અને તેમાં એક બે મોઅજીઝા એ પણ હતા કે હઝરતે મુસા અ૦ ની લાકડી અજગર (સાંપ) બની જતી હતી, જેમકે સુરએ અઅ-રાફુની ૧૦૩ થી ૧૨૯ મી આયત સુધી બયાન છે, તેમાંની થોડી આયતોનો તરજુમો એકે ખુદા ફરમાવે છે કે " મુસાએ ફીરઔનને કહયું કે હું તમામ જહાનના રબ તરફથી રસુલ છું, મને સજાવાર છે કે હું ખુદા માટે હક સીવાય બીજું કાંઇ કહું નહીં, એટલે હું હક કહું છું કે ખરેખર હું તારા રબ પાસેથી રોશન મોઅજીઝા લાવ્યો છું માટે બની ઇસરાઇલને મારી સાથે મોકલ, ફીરઔને કહ્યું જો અગર તું સાચો હો અને કોઇ મોઅજીઝો લાવ્યો હોય તો બતાવ, તે વખતે મુસાએ પોતાની લાકડી ફેંકી તેથી તે જાહેર અઝદહો દેખાવા લાગી, પછી પોતાનો હાથ કાઢયો તો તમામ જોનારાએ જોયો કે પ્રકાશીત હતો, એ જોઇ ફીરઔનની કોમના મોટેરાઓએ કહયું કે આતો જાદુગર આલીમ છે. " તે પછી તમામ કીસ્સો છે.

તેમજ સુરએ માએદાની ૧૧૦ મી આયતમાં ખુદાએ હજરતે ઇસા અ૦ ને નેઅમતો અને મોઅજીઝા આપ્યા તે બયાન છે, જેમકે નેઅમતો પછી મોઅજીઝા વીશે ફરમાવેછે કે અએ ઇસા તું માટીનું પક્ષી બનાવી તેમાં મારા હુકમથી રૂહ ફુંકતો હતો તેથી તે પક્ષી થઇ જતુ, અને મારા હુકમથી જન્મ અંધા અને કોઢીયાને સારો કરતો હતો, અને મારા હુકમથી મુરદાને જીવતુ કરતો હતો વી૦ ફરમાવીને ફરમાવ્યું બની ઇસરાઇલો પાસે મોઅજીઝા લઇને તું ગયો તો તેઓમાંના કાફેરોએ કહયું કે આ તો જાહેર જાદુ છે.

તો આવા ચોખા શબ્દો અને અર્થવાળી સાફસાફ આયતો કુરઆનમાં મવજુદ છે તેને મુકીને બીજા મતલબની આયતો કહાડીને બતાવવી એથી વધારે કયો ફરેબ હશે ?

હાંસલ કલામ એ બાબતો કુરઆનમાં મવજુદ છે અને સાફ સાફ છે કે ખુદાએ ફરમાવ્યું કે મેં પયગમબરોને મેઅજીઝા આપીને મોકલ્યા, છતાં કાફેરોએ તેઓને જુઠલાવ્યા અને ઇમાન લાવ્યા નહીં, અને જાદુગર કહયા, જેમકે હ૦ સાલેહ અ૦ મે પથ્થરમાંથી હમલવાળી સાંઢણી કાઢી, હ૦ મુસાએ લાકડાનો અઝદહો કર્યો, હ૦ ઇસા અ૦ કોઢી અને જન્મઆંધળાને સારા કર્યા, મુરદાને જીવતા કર્યાં, તો આ મોઅજીઝા કે શું ? અને આમાં કાંઇ તવીલ કે તફસીરની જરૂરત નથી બલકે જે કોઇ અરબી ભાષા જાણતો હોય તે સમજી શકે છે, એટલુંજ નહીં પણ તરજુમો વાંચનારા પણ સમજી શકે છે, બાગીયોનું કહેવું કે ખુદા ફરમાવે છે કે અમોએ પયગમબરોને મોઅજીઝા નથી આપ્યા તે દીવસને રાત કહેવા સમાન અને મરદને ઓરત કહેવા સમાન છે.

હવે રહી એ વાત કે તેઓ કહે છે કે હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ મોઅજીઝા બતાવ્યા નથી તો તે વીશે જો તવારીખ જુંવો તો એક હજાર ઉપર હઝરતના મોઅજીઝા સાબીત છે, ઉપરાંત એ તો જાહેર છે કે આપણા પયગમબર તમામ પયગમબરોના સરદાર અને તમામ કરતા અફઝલ છે, ખુદા પાસે તમામ કરતા વધારે માનવંત છે, તો તેઓની આગળના પયગમબરોને જાત જાતના અજાએબ ભરેલા મોઅજીઝા આપ્યા અને હઝરતને આપ્યા ન હોય એ બને ખરૂં ? ઉપરાંત એ તો સાબીત છે કે ખુદાએ આગળના પયગમબરોને જેટલી ચીજો આપી તે તમામ આપણા પયગમબરને આપી છે તો શું તેમાં મોઅજીઝા આવ્યા નહીં ? એટલુંજ નહીં પણ ખુદાએ કુરઆને શરીફમાં સાફ સાફ ફરમાવેલ છે કે કુફફારો હઝરતને ( મઆઝલ્લાહ ) દીવાના અને જાદુગર કહેતા હતા, તો એ તો વીચારો કે જાદુગર શામાટે કહેતા હતા ? સાફ જાહેર છે કે વીચીત્ર અને અકલ કામ ન કરે એવી અજાએબ ચીજો બતાવતા હતા તેથી તેને હઠ ધરમીથી મોઅજીઝા ન કહેતા જાદુ કહેતા હતા, અને તે વીશે કુરઆનમાં કેટલેક ઠેકાણે છે. જેમકે સુરએ કમરની શુરૂઆતમાંજ ખુદા ફરમાવે છે કે “ **ઇકતરબતિ સ્સાઅતો વનશકકલ કમર, વઇન યરવ આયતંવ યોઅરેઝુ વયકુલુ સેહરૂ મુસ્તમેર.** એટલે કયામત નજીક આવી, અને ચંદ્ર ફાટી ગયો, અને તે લોકો મોઅજીઝો જુવે છે તો મોહું ફેરવે છે અને કહે છે કે હમેશાની મુજબ આ પણ જાદુ છે.

જાણવું જોઇએ કે કુરેશના કુફફારોએ મોઅજીઝો માગો તેથી હઝરતે ચંદ્રના બે કટકા કરી બતાવ્યા છતાં તે લોકો ઇમાન લાવ્યા

નહીં, અને કહેવા લાગ્યા કે આ પણ હમેશના ધારા મુજબ જાદુ છે, એટલે જેમ વારંવાર જાદુ થકી વીચીત્ર બાબતો કરેછે તેમ આ પણ કર્યું, લ્યો આ આયતથી પણ સાફ જાહેર થયું કે હઝરત મોઅજીઝા બતાવતા હતા અને કુફ્ફારો તેને જાદુ કહેતા હતા, હવે મોઅજી-ઝાનો ઇનકાર કરનાર પણ ( મઆઝલ્લાહ ) પયગમબરોને જાદુગર કહે તો તે જુદી વાત છે કે ધારા મુજબ કહેતા આવ્યા છે, પણ મોઅજીઝાનો તદ્દન ઇનકાર કરવો એતો એ કુફ્ફારો કરતા પણ વધી જવાની વાત છે, તેઓ જાદુ કહેતા હતા પણ કબુલ તો કરતા હતા કે વીચીત્ર ચીજ બતાવી, આતો તે તમામ બાબતોને ઊડાવી દેવા માગે છે પણ તે ઊડે તેમ નથી.

એ વાત તો કુરઆનની આયતોથી સુર્ય કરતા પણ વધારે રોશન માલુમ થઇ અને અદના જાહીલ ઊર્દુ અથવા ગુજરાતી અથવા ઇંગ-રેજી વી૦ વાંચી જાણનાર પણ ઇનકાર કરી શકતો નથી કે કુરઆ-નમાં ખુદાએ ફરમાવ્યું છે કે પયગમબરો મોઅજીઝા બતાવતા હતા, કેમકે કુરઆને શરીફનો તરજુમો ઘણી ભાષામાં થયો છે, તે દરેક ભાષા વાંચનાર વાંચીને ઇકરાર કરેજ, હા કુરઆનનેજ સાચું ન માને તે જુદી વાત પણ અહીંયા તે બહસ નથી.

હવે કુરઆને શરીફની ઘણ જગોની આયતો જે ભમાવા માટે લોકોને બતાવે છે તેના ખુલાસાની કાંઇ જરૂરત રહી નથી તો પણ તેમાં બીજા ઉમદા મતલબ જાહેર કરવાના હેતુથી લખવામાં આવે છે, ગુજરાતી તફસીરના ૪૩૪મા પેજમાં બતાવે છે કે ખુદાએ ફરમાવ્યું છે કે ઘણા પયગમબરોને વહય મોકલી છે, તો તે સુરએ નેસાની ૧૬૩ મી આયત છે તો તેમાં તેનો કાંઇ મતલબ નીકળતો નથી

કેમકે પયગમબરોના નામ લઇને ફરમાવ્યું તેઓ ઉપર વહય મોકલી તે બરાબર છે, એમ કહેવાથી એમ સાબીત થતુ નથી કે મોઅજીઝા નથી આપ્યા, જેમકે કોઇ કહે કે તેં પાઘડી બાંધી હતી, તો શું તેથી એમ સમજવું કે તેં ઇજાર પેહરી નથી ! અને તફસીરના પેજ ૧૬૮૬ માં બતાવે છે કે મોઅજીઝા માગ્યા તો ખુદાએ કહ્યું કીતાબ બસ નથી ? તે સુરએ અનકબુતના ૫૦ અને ૫૨ મી આયત છે, તેમાં ખુદા ફરમાવે છે કે તે લોકોએ કહયું કે અએ મોહમ્મદ સ૦ તુ પયગમબર છો, તે વીશે કોઇ નીશાની ( મોઅજીઝો ) કેમ નાઝીલ થઇ નહીં ? તો તેઓના જવાબમાં કહે કે મોઅજીઝા ખુદાની પાસે છે, હું ડરાવનાર છું અને જાહેર મોઅજીઝો કુરઆન બસ નથી ? કે તે તમારી સામે વાંચવામાં આવે છે, આનો જવાબ નીચેના ૧૧૫૮ પેજના એઅતેરાઝના જવાબમાં સંપુર્ણ આવી જશે, અહીંયા ટુંકમાં એકે એમ કહેવાથી એમ સાબીત થતુ નથી કે પયગમબરને મોઅજીઝા બતાવવાની શકતી નહતી, અથવા બતાવ્યા ન હતા, પણ તે લોકોએ મશકરી અથવા રમોજ અથવા રમત ગમત અને તમાશો જોવા માટે મોઅજીઝા માગેલ, ઇમાન લાવવાનો કે હક વાત તપાસવાનો મતલબ ન હોય તેવા વખતમાં મોઅજીઝા બતાવવામાં મોઅજીઝાની કદર રહે નહીં અને કોઇ પણ ઇમાન લાવે નહીં, અને જો ઇમાન લાવવા માટેજ કહેતા હોય તો કુરઆન એક એવો મોઅજીઝો છે કે તે ઇનસાફી માટે બસ છે, અને મોઅજીઝો મવકો જુવે તો બતાવે કે તેથી ફાયદા થાય, જેમકે કેટલાંકના દીલમાં એમજ આવતું કે આ પયગમબરીનો દાવો કરે છે પણ તેની સચ્ચાઇ માટે જો એવી વીચીત્ર ચીજ બતાવે કે તે કોઇ પ્રકારના જાદુગર કે

ખેલાડી કે શોઅબદાઆઝ વી૦ થી થઇ શકે નહીં અને ખાસ કુદ૦રતથીજ થાય તો ઇમાન લાવીએ, અને તેઓ મોઅજીઝો જોઇને ઇમાન પણ લાવ્યા છે, તેમજ કેટલાંકને ખાત્રી થઇ છતાં હઠ મુકી નહીં અને ઇમાન લાવ્યા નહીં, તેઓ ઉપર હુજ્જત તમામ થઇ, તો જેવો મવકો જેવો વખત જેવી જરૂરત તે સમજીને પયગમબર મોઅ૦જીઝો બતાવતા તેથી ફરમાવ્યું મોઅજીઝો ખુદા પાસે છે અને જો ઇમાન લાવવું હોય તો કુરઆન જે મ્હોટો મોઅજીઝો છે તેને કેમ કબુલ કરતા નથી ? એમ કહેવાથી શું મોઅજીઝો બતાવતા ન હતા એમ સાબીત થાય ખરૂં ? એટલુંજ નહીં પણ બાજી કેટલીક આ.ય. તેમાં છે કે મોઅજીઝા બતાવ્યા તે બાબતને શામાટે છુપવે છે ?

ગુજરાતી તફસીર પેજ ૧૧૯૮ માં બતાવે છે કે મોઅજીઝા બતાવ્યા નહીં, તો તે સુરએ બની ઇસરાઇલની ૯૦ થી ૯૩ મી આયત છે, તેમાં ખુદા ફરમાવે છે કે તે લોકોએ કહ્યું જ્યાં સુધી તું અમારા માટે જમીનમાંથી પાણીના ઝરા નહીં વેહવરાવે, અથવા પોતા માટે ખજુર અને અંગુરનો બગીચો નહીં બનાવે અને તેની વચમાં નહેરો જારી નહીં કરે, અથવા જેમ તું કહે છે તેમ અમારા ઉપર આસમાનના ટટકા નહીં પડે, અથવા અમારી સામે ખુદા અને મલાએકાઓને નહીં લાવે, અથવા પોતા માટે સોનાનું ઘર નહીં બનાવે, અથવા તું આસમાન ઉપર નહીં ચડે ત્યાં સુધી ઇમાન નહીં લાવીએ એટલુંજ નહીં પણ જ્યાં સુધી તારા હક હોવાનું લખાણ નહીં લાવે કે તેને અમો વાંચીએ ત્યાં સુધી આસમાન ઉપર ત્હારા ચડવાને નહીં માનીએ, તેના જવાબમાં ખુદાએ ફરમાવ્યું કે તેઓને કહે કે પાક છે મ્હારો ખુદા (એથી કે તમારી વાહીયાત અને

બેહુદા માગણીને સ્વીકારે) અને હું કોઇ નથી પણ બશરહું રસુલ, એટલે ખુદા ઉપર હુકમ ચલાવાય નહીં અને હું પૈગમબર છું તેની સચ્ચાઇનો મોઅજીઝો કુરઆન છે, અને હું કોઇ નથી પણ ઇનસાન રસુલછું, એટલે હું તમાશા અને નજરબંદના ખેલ અને શોઅબદા બતાવવાવાળો ઇનસાનનથી પણ રસુલ એટલે ખુદાનો પયગમબર છું અને મારી પયગમબરીની સચ્ચાઇની ચીજ મારી પાસે છે જે તમો જાણો છો.

આ આયતોથી એતેરાઝ કરનારા કહે છે કે એ કુફ્ફારોની મરજી મુજબ મોઅજીઝા કેમ બતાવ્યા નહી ? તો તેની દલીલો અને લખલાથી ખુલાસા વાંચીને મગજમાં ઊતારો એટલે એતેરાઝ કરનારનો પાયા વીનાનો એતેરાઝ ફકત ફરેબ માટે માલુમ પડશે, મોઅજીઝા બે વખત થાય છે, એકનો એકે જયારે ખુદા કોઇને પયગમબર કરીને મોકલે ત્યારે તે પયગમબર પોતાની સચ્ચાઇ માટે ખુદાના હુકમથી મોઅજીઝો બતાવે, એટલે એવી વીચીત્ર ચીજ બતાવે કે તે ઝમાનમાં તે લોકોમા બહુજ અજબ થઇ પડે; અને બીજો વખત એ કે લોકો આવીને મોઅજીઝો માંગે તે વખતે બતાવે, હવે એ બન્નેમાં કેટલોક ફરક છે એક એકે કોઇ રસુલ પયગમબરીનો દાવો કરે તો તે વખતે મોઅજીઝો બતાવવો જરૂર અને લાઝીમ છે, અને લોકો આવીને જયારે ચાહે ત્યારે જેવો ચાહે એવો તેઓના હુકમની તાબેદારી કરીને બતાવવો વાજીબ અને જરૂર નથી, એમ હોવાના કેટલાક કારણ છે જેમકે એવી વીચીત્ર અને અજાએબ બાબતો જો કોઇ કોઇ વખતે થાય તો તેની કદર અને માન ઘણું હોય છે, અને વારંવાર થયા કરે તો તે એક સાધારણ બાબત થઇ જાય છે અને

તે ી કદર રહેતી નથી, જેમકે ખુદાની કુદરતની વીચીત્ર ચીજો હમેશા ધારા મુજબ ઘણી થયા કરે છે તેથી તે ચીજોનું વીચીત્રપણું આપણા ખીયાલમાં પણ નથી, જેમકે સુર્ય હમેશા નીકળે છે જો સુર્ય પાંચ દસ વરસે એક વખત નીકળે તો લોકોને બહુજ અચંબો થાય. એ તો કુદરતી ચીજો છે, પણ ઇનસાને બનાવેલી ચીજો જુવો કે જયારે ટેલીગ્રાફ શરૂમાં નીકળ્યો તો લોકો જુઠુ ગણતા કે હજાર ગાઉની ખબર એક મીનીટમાં આવે તે બનેજ નહીં, તેમજ ફોનોગ્રાફ નીકળ્યો તો લોકો કહેતા કે આપણે બોલેલી વાત સંચામાંથી પાછી એવાજ અવાજથી સંભળાય નહીં, અને અજબ થતા પણ જયારે એ ચીજો ચારે તરફ ફેલાઇ ગઇ ત્યારે હવે કોઇ ભાવ પણ પુછતુ નથી તેમજ ખેલ તમાશાવાળા નવા નવા આવે ત્યારે લોકોને જોવાનો ઘણો શોખ હોય છે અને બેસવા કે ઉભા રહેવાની જગો મળતી નથી અને રૂપીઆના ઢગલા થાય છે, પણ જયારે ઝઝીવાર બતાવે ત્યારે લોકો તે તરફ જોતા પણ નથી અને ધ્યાન પણ આપતા નથી.

તો તેમજ અગર લોકોની ખાહીશ પ્રમાણે પૈગમબર અગર મોઅજીઝા બતાવે તો થોડા દીવસ સુધી વીચીત્ર ચીજો જોવા માટે હજારો માણસ ભેગા થાય અને રમત ગમત માટે તેમજ તમાશા માટે મોઅજીઝા બતાવાનું કહ્યા કરે અને ઇમાન તો લાવે નહીં બલકે ઝઝીવાર જોયા પછી જોવા પણ જાય નહીં અને કહેકે અરે એને તો કાંઇ કામ નથી તમાશા કરયા કરે છે આપણું કામ ખોટી થાય છે, હયો પૈગમબર મટીને તમાશાબાજ ઠરે, અને લોકોને હીદાયત કરવાનો રસ્તો પણ ન રહે, એ તો સંપુરણ મતકો જુવે ઇમાન લાવશે એવી ખાત્રી થાય અથવા તેઓ લાચાર અને ખોટા ન સમજે

તે વખતે હુજ્જત તમામ કરવા વી૦ મસલેહત હોય ત્યારે મોઅજીઝો બતાવવો જોઇએ, તો આથી સાબીત થયું કે લોકો ચાહે તે દરેક વખતે મોઅજીઝો બતાવવો અક્કલથી સારી વાત નથી, તો જે વાત નકામી હોય તે પયગમબર ન કરે તે માટે એઅતેરાઝ કરવો કે કેમ મોઅજીઝો બતાવ્યો નહીં? તે મોટી ભુલ છે, હા કોઇ વખત મોઅજીઝો બતાવ્યો ન હોય તો એઅતેરાઝ લાગુ પડે પણ એતો નથી.

બીજો ફરક—પૈગમબર પોતાની નબુવ્વતની સાબેતી માટે મોઅજીઝો બતાવે અને લોકોના કહેવાથી વારંવાર બતાવ્યા ન કરે તેનો એક મ્હોટો ફરક સમજ્યા કે જમીન આસમાનના ફરક કરતા વધારે ફરક છે, હવે બીજો ફરક ધ્યાનમાં લીઓ જેમકે હકીમ અને ડાકટર જેવી રીતે અંગની બીમારીનો ઇલાજ કરે છે અને તેવીજ રીતે બલકે તેથી વધારે રૂહની બીમારીનો ઇલાજ નબી કરે છે, અંગની બીમારી જાત જાતના રોગ, દરદ છે, રૂહની બીમારી જહાલત, શીરક, તકબ્બુર, બખીલી વી૦ વી૦ છે, હવે કોઇ બીમાર પોતાની બીમારીનો ઇલાજ કરવા ડાકટર પાસે જાય તો તે ડાકટર પોતાની સમજ પ્રમાણે દવા આપશે, બીમારના કહેવા પ્રમાણે દવા નહીં આપે, તેમજ ખાવા પીવાની પરહેજી બતાવશે તે બીમારે રાખવી જુવે અને બીમારની ખુશી પ્રમાણે ખાવાની છુટ નહીં આપે, તેમજ જાહીલ હીદાયત પામવા માટે નબી પાસે જાય તો તેને હીદાયત કેવી રીતે થાય તે નબી બરાબર જાણે છે તે તે મુજબ વરતશે, જો મોઅજીઝો બતાવવો બેહતર હોય તો બતાવે અને મોઅજીઝાથી કાંઇ વળે એમ ન હોય તો ન બતાવે વી૦ બીજો દાખલો ઇસ્કોલનો જુવો કે માસ્તર દરેકની લીયાકત અને હુશીઆરી મુજબ ક્લાસમાં બેસારે છે, સીખનારાઓની

મરજી મુજબ બેસાતો નથી, એફ. એ. માં બેસવા લાયક હોય તે બી. એ. માં બેસવા ખાહીશ કરે તો પ્રીનસીપલ કદી તેને નહીં બેસારે, તેમજ સલતનતના તમામ કામ કે જે નીયમ અને કાનુનથી ચાલતા હોય તેમજ ચાલવા જોઇએ, રઇયતની દરેકની ખાહીશ મુજબ ચાલવાનું બનેજ નહી, તો ખુદાએ પોતાની ખુદાઇના કારખાનાનો બંદોબસ્ત કર્યો છે અને બંદાઓની હીદાયત માટે કાયદા મુકરરર કરયા છે તેજ મુજબ અમલ થયા કરે તેજ બેહતર અને વાજબી ગણાય.

હવે હઝરતે રસુલે ખુદાસ૦ દાઅવો કર્યો કે તમોને રાહેનજાત બતાવવા અને તમામ આફતોથી બચાવા ખુદાએ મને નબી કરીને મોકલ્યો છે, અને હું નબી છું તેની સાબેતી માટે એક મોઅજીઝો કુરઆન લાવ્યો છું, અને તે એટલા માટે કે દરેક ઝમાનામાં જેની વધારે ચરચા હોય અને તે બનવા જોગ ન હોય તેવી ચીજ લાવે તો સચ્ચાઇ સાબીત થવામાં વધારે સગવડ થાય, જેમકે હ૦ મુસા અ૦ના ઝમાનામાં જાદુની ચરચા ઘણી હતી અને મ્હોટા મ્હોટા જાદુગરો હતા અને તે થકી ઘણી વાચીત્ર ચીજો બતાવતા, તો ખુદાએ હઝરતે મુસા અ૦ને એ જાદુગરો પણ આજીઝ અને લાચાર થઇ કબુલ કરે એવો મોઅજીઝો આપ્યો કે લાકડીનો અઝદહો બની જતો અને તે જાદુગરોએ બતાવેલ લાકડી અને દેરીઓના સાંપને ગળી ગયો તેથી ખાત્રી થઇ કે આ જાદુ નથી બલકે ખુદા તરફથી મોઅજીઝો છે, તેમજ હ૦ ઇસા અ૦ના ઝમાનામાં કોઢી અને આંધળા હતા અને તેઓને સારા કરવા તે ઇનસાનનું કામ નહતુ તેઓને હઝરતે ઇસા અ૦ સારા કરતા બલકે મુરદાને જીવતા કરતા હતા,

તેમજ હઝરતે રસુલે ખુદાસ૦ના ઝમાનામાં ફસાહત (છટા) અને બલાગતની બહુજ ચરચા હતી, લોકો ઉમદા કાવ્ય કહી કાબાના ઉપર ચોડી આવતા, તેથી બીજા તેથી સરસ કહી તેની બાજુએ ચોડતા વી૦ ઘણી ધામધુમ હતી, તો એવા વખતમાં ખુદાએ કુરઆને શરીફ બહુજ ફસાહત અને બલાગતથી ભરેલું નાઝીલ કર્યું અને સાથે તે મોઅજીઝો હોવાની દલીલ પણ બતાવી કે જો આ ખુદાના કલામ ન હોય તો તમો આની જેવી એક આયત પણ બનાવીને લાવો, જો બનાવો તો આ મોઅજીઝો નહીં, અને ન બનાવો તો મોઅજીઝો છે, તે વખતે મોટા મોટા ફસીહ અને બલીગ હતા તેઓ તેના જેવી એક આયત લાવવાથી આજીઝ અને લાચાર થયા, તો શું એ મોઅજીઝો ન કહેવાય? એ કાંઇ નાની વાત છે? એટલુંજ નહીં પણ તે વખતથી આજ સુધી તેરસો ઉપર વરસ થયા એ દાવો હમેશા કુરઆનમાં છેજ કે ખુદા ફરમાવે છે સુરએ બકરની ૨૩ મી આયતમાં કે અમોએ અમારા બંદા (મોહમ્મદ સ૦) ઉપર કુરઆન નાઝીલ કર્યું છે, તેમાં તમોને શક હોય તો તેના જેવો એક સુરા લાવો, અને તમો સાચા હો અને તમારાથી ન બને તો ખુદા સીવાય બીજા કોઇને લાવો કે તે બનાવી આપે, પણ તમો નહીં બનાવો બલકે નહીંજ બનાવી શકો વી૦ બીજી જગ્યોએ ફરમાવે છે વધારે નહીં તો એક આયત બનાવી લાવો, અને ત્રીજી જગ્યોએ સુરએ બની ઇસરાઇલની ૮૮ મી આયતમાં ફરમાવે છે કે અગર તમામ ઇનસાન અને જીન્નાત ભેગા થાય અને આ કુરઆન જેવું બનાવવા ચાહે તો હરગીજ બનાવી નહી શકે અગરચે એક બીજાના મદદગાર થાય.

તો આજ સુધી કોઇ એવું નીકળ્યું નહીં કે તેના જેવું એક વાકય પણ બનાવી શકે, કુફ્ફારોએ પોતાનુ કતલ થવું, જઝીરો આપવો,

લાચાર થવું, કબુલ કરયું, તો જો એના જેવી એકાદ આએત બનાવી શકત તો તેઓ એવે દરજે ન પહોંચતે અને એવી એવી મુસીબતો વેઠી, તો જ્યારે કોઇ રીતે બની નહીં શકયું અને હક નહીં મુકી તેથી, અને આ ઝમાનામાં પણ ખ્રીસ્તી આર્યસમાજ વાળા રી૦ કુરઆનને જુઠ ઠેરાવવામાં કોઇ જાતની ખામી કે નાણાની કસર કરતા નથી, કરોડો રૂપીઆ ખરચે છે એટલે સુધી કે ખ્રીસ્તીઓમાંના કેટલાંકે અરબી ઇલમ ઘણું સારૂ હાસીલ કર્યું, બલકે કેટલાંક મુસલમાન મોલવીઓને ફેરવીને તેઓના હાથે ઇસલામના રદ કરાવ્યા પણ તે તમામ નિષ્ફળ ગયું, કાંઇ વળ્યું નહીં, અને કુરઆન જેવી એક આયત પણ બનાવી શકયા નહીં, તો શું આ મોઅજીઝો નહીં તો શું કહેવાય ? બલકે આ મોઅજીઝો તમામ મોઅજીઝા કરતા શ્રેષ્ટ અને મ્હોટો મોઅજીઝો છે, અને હમેશા ચાલુ મોઅજીઝો છે કે વારંવાર બતાવાની જરૂરત ન રહે, એક બારગી એમ ધારો કે જેમ એક બીજાના ધર્મનો એક બીજા રદ કરે છે અને પોતાની સમજ મુજબ એમ જાણે છે કે અમોએ બરાબર રદ કર્યા પણ હઠધરમીથી કબુલ કરતા નથી, જેમકે એક બીજા તે વીશે હજારો ચોપડીઓ છપાવીને ગામો ગામ વેંહચે છે, તો તેજ મુજબ જો કોઇ પણ ધર્મ વાળાએ કુરઆન જેવી આયત બનાવી હોત અને તેઓના ધ્યાનમાં એમ આવ્યું હોત કે કુરઆનની આયત જેવીજ ફસાહત અને બલાગતમાં છે, તો એ ઇલમ જાણનારાઓની સહી કરાવી એ બનાવેલી આયત લખીને છપાવી કરોડો કોપી ઘરેઘર બલકે દરેક માણસને દરેકની બાથમાં આપને પણ તેવું કશું હજુ સુધી જોવામાં આવ્યું નથી, તો એજ સાબેતી બસ છે.

આ તમામ બાબતો ઉપરાંત હઝરતે રસુલે ખુદાએ પૈગમબરીનો દાઅવો કર્યો અને તમામ કરતાં અક્કલ ઇલમ વીગરામાં અફઝલ સાબીત થયાં તેજ મોઅજીઝો છે, કેમકે જ્યારે કોઇ શખસ પોતાનો કોઇ ખોટો હુન્નર કે ઇલમ જાહેર કરવા ચાહે અને ખોટી બડાઇ કરવા મગે અથવા થોડાને વધારે જાહેર કરવા માગે તે પોતાના ગામમાં ન ચાલે, તેને જરૂર છે કે પરદેશ જઇ પોતાનો મતલબ પાર પાડે તો ત્યાં કાંઇક ટકુ ચાલે, પણ હઝરતે પોતાનાજ ગામમાં નોબુવ્વતનો દાવો કર્યો, એ છતાં કે કાયદો છે કે ગામવાળા અને ખાસ કરી કોમવાળા તેમાં વળી કુટુંબવાળા દરેકના ઐબ અને હુનર, લાયકી અને નાલાયકી વીગેરે સારી પેઠે વાકેફ હોય છે, તો હઝરત વીશે તમામ જણ વાકેફ હતા કે આપ કોઇ પાસે કાંઇ પણ ઇલમ સીખ્યા નથી બલકે સર્વે જાણતા હતા કે આપ અભણ છે, કોઇ ઉસ્તાદ કર્યો નથી, કોઇ નીશાળ કે મદરેસામાં શીખવા ગયા નથી, કોઇ અદબ આદાબ કે હીસાબ કીતાબ વીગેરેની કાંઇ પણ તાલીમ લીધી નથી, તવરેત ઇન્જીલ વીગેરેનું એક પાનુ પણ વાંચ્યું કે જોયું પણ નહતું, એ છતાં આપે એકદમ નોબુવ્વતનો દાવો કર્યો તે કાંઇ નાની વાત નથી, એટલુંજ નહી પણ સામે મોટા મોટા ફસાહત અને બલાગતનો દાવો કરનાર ઇલમ, હુન્નર વીગેરેમાં હુશીયાર તેમજ ખુદાનો ઇનકાર કરનાર, બુતપરસ્ત, નબીયોનો ઇનકાર કરનાર, તેમજ અમુક નબી પછી કોઇ નબી નહીં થાય એવા એઅતેકાદ રાખનાર વીગેરે વીગેરે જુદી જુદી જાતના જુદા જુદા ધર્મ અને મતના લોકો મવજુદ હતા, તેઓની સામે આપે જે નબુવ્વતનો દાવો કર્યો અને પોતાની સચ્ચાઇ માટે એવી કીતાબ બતાવી કે તેની ફસાહત અને

બલાગત જોઇ મોટા મોટા ફસીહ અને બલીગોના હોશ ઊડી ગયા કે કાંઇ પડેલ ભણેલ નહતા તેઓની પાસે આવી ચીજ ક્યાંથી અને કેમ આવી ? એટલુંજ નહીં પણ પાછો તે સાથે દાવો કરે છે કે આ મારો મોઅજીઝો છે, મારા હક હોવાની દલીલ છે, અને જો કોઇને શક હોય તો તેના જેવી એક આયત પણ બનાવીને લાવે, અને બીજો દાવો એ કે તમો ગામવાળા અને ખાસ કરીને કોમવાળા અને તેથી વધારે ખાસ કુટુંબ વાળા બચપણથી તે આજ સુધી જાણો છો, હું કાંઇ પણ સીખ્યો નથી છતાં હું તમામ ઇલમમાં સંપુર્ણ રીતે વાકેફ છું, તમામ ઇલમ મને ખુદાએ અતા કર્યા છે અને તમામ અરબ અજમ આખી દુન્યાના લોકોનો સરદાર છું, તમામ કરતા તમામ વાતમાં અફઝલ છું, અને આ વાત ફખર માટે કહેતો નથી પણ જરૂરત માટે બયાન કરૂંછું.

હવે વીચારો કે જે શખસને અવો મોટો દાવોકરવો હોય અને સરવેનો સરદાર થવા ચાહતો હોય તો પહેલે એવે ઠેકાણે દાવો કરે કે જ્યાં તેના દુશમન અને બદખાહ ન હોય અથવા થોડા હોય, તેમજ હસદ અને કીનો રાખનાર થોડાં હોય, અને એ પણ જાહેર છે કે પોતાના વતન અને ગામના લોક અથવા સગા દુશ્મન હોય અને જ્યારે અવા મોટા મરતબાનો દાવો કરે ત્યારે દેખી ન શકી દુશમની વધારે કરે અને હસદ અને કીનો કર્યા વીના રહેજ નહીં અને તોડી પાડવા માટે અને એબ શોધીને અને ન મળે તો તોહ-મતો મુકીને બદનામ કરવા બનતા સુધી ખામી ન રાખે, તો એટલી અડચણો હોવા છતાં આપ બીજા દેશોમાં નહી ગયા અને પોતાનાજ ગામમાં દાવો કરયો એ પણ હકપણાની કાંઇ નાની દલીલ નથી,

કેમકે એવી હાલતમાં હક જાહેર થયું. અને ખુદાની એ મસલેહત દાવાને બહુજ મજબુત કરનારી છે કે પરદેશમાં જઇને દાવો કરે તો શું ખાત્રી કે આ કાંઇ સીખેલ નહતો? પણ ગામમાં દાઅવો કરે કે જયાંના લોકો બચપણથી તમામ હાલ જાણતા હોય તેથીજ વધારે ખાત્રી થાય, જેમકે હઝરતે મુસા અ૦ મીસરને મુકીને મદયન ચાલ્યા ગયા, ત્યાં કેટલાંક વર્ષ રહયા હતા, જો ત્યાં નોબુવ્વતનો દાવો કરતે તો શું નવા ન થતે? પણ ખુદાએ હુકમ કરયો કે જ્યાં પૈદા થયા અને પરવરીશ પામ્યા ત્યાંજ જઇને ફીરઔનની સાગે નોબુવ્વત જાહેર કરો, અને જેમ મીસરવળા હઝરતે મુસા અ૦ ના હાલથી સંપુર્ણ વાકીફ હતા તેમજ આપણા પૈગમબરથી પણ મકકાવાળા વાકેફ હતા તેથી આપને પણ હુકમ થયો કે મકકામાંજ નોબુવ્વત જાહેર કરો.

એક બાબત એ પણ જાણવા જેવી છે કે હઝરતે મુસા અ૦ ની જીભ જરા અટકતી હતી તેથી બરાબર સાફ બોલી શકતા નહતા, અને એ ખોટની ફીરઔનને ખબર હતી તેથીજ આપ તથા હ૦ હારૂન હોવા છતાં આપને ફીરઔને પુછયું કે "એ મુસા તમો બન્નેનો રબ કોણ છે? ખુદાએ તે વખતે એ ખોટ દુર કરી અને હ૦ મુસા અ૦ નો એ મોઅજીઝો પણ જાહેર થયો કે આપે એવી છટાથી જવાબ આપ્યો કે ફીરઔનના દરબારના તમામ લોકોના હોશ ખાટા થઇ ગયા. અને આમાં પણ કોઇ વાંધો લેનાર વાંધો લઈ શકે કે હ૦ મુસા અ૦ ની જીભ અટકતી હતી તે કોઇ દવા અને ઇલાજથી પણ સારી થઇ હોય, પણ હઝરતે રસુલે ખુદાસ૦ યતીમ કોઇ જાતનો સામાન નહીં, અભણનું એકાએક તમામ કરતાં તમામ ઇલ૦ મમાં આલીમ થઇ જવું તે ગયબી ખુદાઇ મદદ વીના બનેજ

નહીં તે સુર્ય કરતા પણ વધારે રોશન છે. આ મોઅજીઝો ઘણો મ્હોટો છે. આ દાવાથી પંહેલે કેટલાંક તો આપને દીવાના કહેવા લાગ્યા પણ જ્યારે વીદ્વાનોએ ઇમતેહાન લીધું ત્યારે યહુદી અને નસારાઓએ તવરૈત અને ઇનજીલ વી૦ માંની બાબતો પુછી તેથી વકીફ થયું કે દાવો ખરો છે, તેથીજ કેટલાંક ઇમાન લાવ્યા અને ઘણું હઠધરમીથી અને કેટલાંક મોટપ અને હુકુમત તજી નહીં શકવાથી મહરૂમ રહયા.

અને જે જાહીલ લોકો ઇલમ અને હીકમત કાંઇ જાણતા નહતા તેઓ ફસાહત અને બલાગત શું સમજે? તો તેઓને તેઓની અક્લ અને સમજ મુજબ મોઅજીઝા બતાવ્યા, જેમકે ઝાડને બેલાવ્યા, કાંકરામાંથી આવાજ આવી, થોડા ખાણામાં ઘણા જણને પેટ ભરીને ખવરાવ્યું, પણ વીદ્વાનો આવી વાતને શોબદા વી૦ કહી ન માને તો તેઓ માટે મ્હોટો મોઅજીઝો કુરઆનનો બતાવ્યો, જે ઉપર તફસીલથી બયાન થયું અને સરવેથી પહેલેજ નાના મોઅજીઝા બતાવતે તો વીદ્વાનોના ધ્યાનમાં ઉતરતે નહીં તેથી પહેલે મ્હોટો મોઅજીઝો તેઓ કબુલ કરે તે બતાવ્યો અને તે હમેશા માટે દરેક ઝમાનાના લોકો માટે જારી રાખ્યો.

હવે ગુજરાતી તફસીરના પેજ ૧૧૯૮ ની બાબત કે હઝરતે રસુલે ખુદાસ૦ પાસે કુફ્ફારોએ મોઅજીઝા માંગ્યા તો આપે બતાવ્યા નહીં, એ સુરએ બનીઇસરાઇલની ૯૦ થી ૯૩ મી આયત સુધી છે, અને તે ઉપરથી એઅતેરાઝ કરે છે, તો તેના પણ ધ્યાનમાં ઉતરે એવા ખુલાસા કરવામાં આવે છે કે એ મોઅજીઝા માંગનાર કોણ અને કેવી સ્થીતીના હતા તેની પહેલે તપાસ કરતા માલુમ થાય છે

કે તે અબુજેહલ તથા અબદુલ્લાહ બીન અબી વી૦ સખત દુશમન હતા, તેઓનો હેતુ ઇમાન લાવવાનો નહતો, અને અદાવતથી કહેતા હતા કે લાખ મોઅજીઝા બતાવે તોપણ ઇમાન નહીં લાવીએ, તો ઇનસાફ કરવો જોઇએ કે એવા લોકોની માગણી સ્વીકારવી તે હઝ-રત ઉપર વાજીબ કેમ હોય ? અને તેથીજ હઝરતે તે ચીજો બતાવી નહીં, અને કેવી ચીજો માગી કે તેમાંની કોઇ તો બનવાજોગ ન હતી, કોઇ પોતાના દુન્યાના લાભ માટે હતી વી૦ વી૦ જેમકે તેઓએ ચાહયું કે અમારા ગામોમાં નહરો જારી થાય, અમારા માટે બાગ બગીચા, ખઝાના થાય, સોનાના મહેલ હોય, ખુદાને તથા ફીરીશતા-ઓને અમારી સામે લાવ વી૦

હઝરતે રસુલે ખુદા સ૦ આના જવાબમાં પહેલે ફરમાવ્યું કે આ બાબતોમાં કેટલીક એવી ચીજ છે કે (૧) અગર બતાવું તો તેથી મારી પયગમબરી સાબીત નહીં થાય (૨) કેટલીક બાબતો એવી છે કે અગર બતાવીશ તો ખુદાના કેટલાંક બંદા હલાક થશે, તો તેમ કરવામાં શો ફાયદો ? બલકે એવી બાબત હોય કે લોક હલાક ન થાય અને ઇમાન લાવે, અને બંદાની હલાકી બંદાએ ચાહેલ વખતે કરવા ખુદા ચાહતો નથી, (૩) કેટલીક વાત એવી ચાહી કે તે બનવાજોગ નથી. (૪) એવી ચીજ ચાહે છે કે તે ફકત દુશ-મનીથીજ છે ઇમાન લાવવા માટે નથી, જુવે તેવી ચીજ બતાવીશ ઇમાન નહીં લાવે અને એવા મુનકર માટે સજાવાર છે કે આસમા-નથી આગ વરસે અથવા ખુદાના દોસ્તોની તલવાર વરસે.

તો આ આયતમાં ચાર બાબતો નીકળી કે તે બતાવવામાં નુક-સાન શીવાય ફાયદો નહતો, જેમકે એ ચારે ટુંક બાબતોનો આપે

ખુલાસો પણ કર્યો, (૧) આપે અબ્દુલ્લાહ બીન અબીને ફરમાવ્યું કે તેં તાએફમાં બાગ બગીચા કર્યા છે તેમ હું મક્કામાં કરૂં અને નહેરૂ જારી કરૂં તો તેથી મારી નોબુવ્વત સાબીત નહીં થાય, શું તું અને તારી જેવા બાગ બગીચા કરવાથી નબી થઇ ગયા? તેણે કહ્યું નહી, આપે ફરમાવ્યું તો શા માટે આવી ચીજ મને કરવાનું કહે છે? અરે માત્ર દોલતથી નબી થવું એ ફરેબની વાતોથી નબી દુર છે. (૨) આસમાનથી ટુકડા પાડવામાં તું પોતાની હલાકત ચાહે છે, તો ખુદાના રસુલ પહેલે પોતાની હુજ્જત તમામ કરે છે તે છતાં ઊમ્મત અવળાઇ ઉપર રહે તે વખતે પણ ઊમ્મતના સાહવા મુજબ હરવખત અઝાબ મોકલવો તે ખુદાની મસલેહતથી દુર છે ખુદાના બંદા જાહીલ છે, ડાકટર અને બીમાર જેવો દાખલો ખુદા અને લોકોનો છે, બીમા-રને શું ખબર પડે કે મારી કઇ દવામાં બેહતરી છે? બલકે જે દવામાં નુકસાની હોય તે દવા બીમાર માગે તો ડાકટર કદી નહીં આપે, તેમ ખુદા બંદાઓની હાલતને જાણે છે બેહતરી હોય તે કરે છે, (૩) ફીરીસ્તા અને ખુદા તમારી સામે આવે ખુદાને તમો જોઇ શકો એ બનવાજોગ નથી, ખુદા કાંઇ તમારા બુત (મુર્તી) ની માફક નથી કે ઊપાડીને જુવે ત્યાં રાખી શકો છો, (૪) તમો સોનાનું ઘર માગો છો તો મીસરના બાદશાહ પાસે સોનાના ઘર હતા તેથી શું તે પેગમબર થઇ ગયો? અબ્દુલ્લાહે કહ્યું નહીં, આપે ફરમાવ્યું તો હું સોનાનું ઘર બનાવાથી કેવી રીતે નબી થઇશ? ખુદા તરફથી કાગળ લાવી આપુ પણ સાથે (કહો છો કે) ઇમાન લાવીએ ન લા-વીએ અમારી મરજી તો આ માગણી દુશમની વગર બીજુ શું સમજાવું?

આ જવાબો સાંભળીને અબુજેહલે કહ્યું કે યા હઝરત એ

તમામ વાત એક તરફ પણ મારો એક સવાલ બાકી છે, કે હઝરતે મુસાની ઊમ્મતે સવાલ કરેલો કે ખુદા અમોને બતાવતો તેથી તેઓ ઉપર વીજળી પડી અને સર્વે બળી ગયા, તો અમારી માગણી તે કરતા પણ સખત છે માટે જો તમો નબી હો તો અમોને પણ બાળી નાખો.

આના જવાબમાં હઝરતે રસુલે ખુદાએ પહેલે ૯૦ પયગમ્બરોની રહીગીનો કીસ્સો બયાન કર્યો, પછી ફરમાવ્યું કે અગો અબુજેહલ આવા તમામ સવાલથી જરૂર તમારા ઉપર અઝાબ નાઝીલ થતે પણ તને એક છોકરો થનાર છે તેનું નામ અકરમા છે તેમજ આ સવાલ કરનારાઓની ઔલાદમાં કેટલાંક એવા થનાર છે કે તે મારી ઉપર ઇમાન લાવશે તેઓથી ઇસલામમાં રૈનક થશે માટે એવી નેક ઔલાદ તમારાથી થનાર છે તેથી તમામ ઉપર અઝાબ નાઝીલ થયો નહીં (આ ભવીષ્યવાણી ખરી પડી તે બાબત તવારીખો ખોલીને જુવો.) પછી આપે ફરમાવ્યું કે ઓ અબુજેહલ આસમાન તરફ જો, તેણે જોયું કે આસમાનના દરવાજા ખુલ્લી ગયા અને આગના ભડકા તે કુફ્ફારો ઉપર ઊતરવા લાગ્યા તેની ગરમી બધાને માલુમ પડી અને બીકના સબબથી ધ્રુજવા લાગ્યા, તે વખતે આપે ફરમાવ્યું કે ડરો નહીં મારો વાયદો ખરો છે તમોને ખુદા બાળશે નહીં, આટલી બાબત તમારી ખાત્રી અને નસીહત માટે થઇ છે.

પછી એજ કુફ્ફારોએ જોયું કે પોતાની પીઠમાંથી નુર ચળકતા નીકળ્યા અને તે આગના ભડકાને હટાવી આપ્યા, તેથી તે પાછા આસમાન તરફ ગયા, હઝરતે ફરમાવ્યું આ નુર તમોએ જોયા તેમાંથી કેટલાંક તમારી ઔલાદના છે કે તે મારા ઉપર ઇમાન લાવશે, અને કેટલાંક એવા છે કે જે તમારામાંથી મારા ઉપર ઇમાન લાવનાર છે.

મજકુર લોકોની માગણી ન સ્વીકારવાના કારણ તો હઝરતે પોતે જાહેર કર્યા તેમાં ખાસ મોટું કારણ એ હતું કે અબદુલ્લાહે છેલ્લે એ પણ કહ્યું હતું કે ઓ મોહમ્મદ આ અમારી માગણી મુજબ તમામ મોઅજીઝા બતાવીશ એટલુંજ નહીં પણ અમોને આસમાન ઉપર લઇ ચાલો તો પણ અમો એમજ કહીશું કે આ નજરબંદ અને જાદુ થકી બતાવ્યું અને અમો ઇમાન નહીં લાવીએ જેમકે તવારીખની કીતાબોમાં લખેલ છે.

નાજી અરજ કરે છે કે આ જવાબ લંબાણથી અને વધારે ખુલાસાથી એટલા માટે આપ્યો કે બાબી ગુજરાતી તફસીરના પેજ ૧૧૯૮ માંની આયતો પોતાનો મતલબ પાર પાડવા બતાવે છે ને સુરએ બની ઇસરાઇલની ૯૦ થી ૯૩ મી આયતો છે, તો તેણેજ આ આયતો ગોતી કાઢી હોય એમ નથી બલકે નસારા, આર્યાસમાજવાળા, વી૦ વી૦ એતેરાઝ કરે છે, માટે તેઓને જવાબ આપવા થાય.



# એઅતેરાઝનો જવાબ. (૨)



એઅતેરાઝ—હઝરતે મોહમ્મદે મુસ્તફા સ૦ ખુદાના રસુલ છે માઅસુમ અને ગુનાહથી પાક, નેક ચાલ ચલણ શર્મ હયા અને અખલાકે હમીદા (સારા ગુણો) વી૦ નો તેઓ ઉપર ખાતેમો છે એમ ઇસલામીઓનું માનવું છે, છતાં પોતે પોતાની ઝીંદગીના વખતમાં આવું કામ કર્યું કે તેથી લોકો મશકરી અને ટીકા કરવા લાગ્યા, તે એ કે પોતાના ગુલામ ઝેદની ઓરત ઉપર નજર પડવાથી તેણીની

તારીફ કરી પોતાની મરજી બતાવી તેણીને તલાક અપાવી પોતે તેની સાથે નીકાહ કર્યા, અને આ બાબત કુરઆને શરીફમાં પણ છે, તે એવા પાક પૈગમબરને આવી બાબત છાજતી નથી તે કેમ કર્યું?

જવાબ—આ બાબતમાં અર્થનો અનર્થ કરી જાહેર કરે છે, એના જવાબની પહેલે જરૂર છે કે વાંચકોને જાહેર કરૂં કે ઝૈદ કોણ હતો, હઝરતનો ગુલામ કેવી રીતે થયો, અને ઝૈનબ હઝરતે રસુલે ખુદાની શું સગી હતી, અને ઝૈનબના નીકાહ ઝૈદ સાથે કોણે કરાવી આપ્યા, અને શા કારણથી નીકાહ કરાવ્યા, અને તેણે તલાક આપ્યા પછી હઝરતે તેની સાથે નીકાહ શા માટે કર્યા અને કેના આગ્રહથી કર્યા, શોખથી કર્યા કે ફરજ પડવાથી કર્યા. અને તેથી શું હેતુ હતો વી૦

જાણવું જોઇએ કે યમામા ગામનો રેહવાશી હારેસા નામનો એક પૈસાવાળો વેહપારી હતો, તેનો છોકરો કેદ થઇને ચાલ્યો ગયો, હઝરતે રસુલે ખુદાસ૦ જનાબે ખુદયજાની સાથે નીકાહ કર્યા પછી તેઓના માલથી વેહપાર કરતા હતા, એક વખત આપ ઓકાઝાના બજારમાં તશરીફ લઇ ગયા તો જોયું કે હારેસાનો છોકરો ગુલામ તરીકે વેચાય છે. તે સમજદાર હુશીયાર અને અક્કલવાળો માલુમ થવાથી આપે કીંમત ઠેરાવીને વેચાતી લીધો, તે પછી તે ઇસલામ લાવ્યો અને હઝરતે તેનું નામ ઝૈદ રાખ્યું, ઝૈદનો બાપ હારેસા પોતાના છોકરાની તલાશમાં હતો તેને ખબર મળી કે મક્કામાં છે તેથી મક્કામાં આવી હઝરતે અબુ તાલેબ અ૦ ની ખીદમતમાં જઇને કહ્યું કે તમારા ભત્રીજા મોહમ્મદ સ૦ પાસે મારો છોકરો છે, માટે તેની જે કીંમત લીએ તે હું આપવા તઇયાર છું માટે મને અપાવો, અને

કીંમત ન લીએ તો ફીદયો કહે તે ફીદયો આપું, અથવા મરજીમાં આવે તો આઝાદ (મુકત) કરી આપે પણ મને આપે કેમકે હું પઇશાવાળો છું તેના સીવાય મારો બીજો કોઇ વારસ નથી અને મારા ઘરનો બંદોબસ્ત રાખનાર તેના સીવાય બીજું કોઇ નથી માટે કહું છું, આ વાત સાંભળીને હઝરતે રસુલે ખુદા સ૦ની પાસે જનાબે અબુતાલેબ ગયા અને હારેસાએ કહેલી વાત કહી, હઝરતે રસુલે ખુદાએ તરત ઝેદને આઝાદ કરી આપીને ફરમાવ્યું તને મુકત કર્યો માટે તારી મરજીમાં આવે ત્યાં જા. ઝેદને આઝાદ કર્યો. કે તરત હારેસાએ તેનો હાથ પકડીને કહ્યું ચાલ અને આપણા બુઝુર્ગી ખાનદાનમાં મળી જા, ઝેદે પોતાના બાપને કહ્યું હું હવે આવનાર નથી તમામ માલ મીલકત દોલત અને તમારો બાપ પણાનો હક એ સર્વે કરતાં હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ની ખીદમતમાં એક કલાક રહેવું બેહતર છે એ તમામ તે એક કલાકની ખીદમતની દોલત ઉપર કુરબાન છે, તેના બાપ હારેસાને આ વાતથી એકદમ ગુસ્સો આવી ગયો અને બોલ્યો કે તું હસબ નસબ મુકી કુરેશીયોનો ગુલામ થાય છે ? અએ કુરેશીયો તમો સાક્ષી રહો આને મારા છોકરા પણાથી દુર કરી આક કરૂં છું આનો મારી પાસે કાંઇ પણ હક નથી; આ બાબતથી હઝરતે રસુલે કરીમે ઝેદને દીલગીર થવા આપ્યો નહીં અને એકદમ ફરમાવ્યું અએ લોકો ગવાહ રહો કે હું ઝેદને મારો દીકરો (દતક) બનાવું છું, અને હું તેનો બાપ છું; ઝેદ અને હઝરતે રસુલે ખુદાસ૦ની બાબત જાણી, હવે ઝેનબ વીશે સાંભળો કે ઝેનબ હઝરતે રસુલે ખુદાસ૦ના ફુઇની દીકરી થતા હતા, અને ઝેનબ બહુજ ખુબસુરત અને રૂપાળા હતા, અને અરબોમાં સર્વેથી શ્રેષ્ટ ખાનદાનના હતા.

દુન્યામાં રીવાજ છે કોઇ ખરાબ રીવાજને દુર કરી સારો રીવાજ જારી કરવો હોય ત્યારે એ રીવાજને બંધ કરાવનાર મોટેરા પોતે પોતાના ઘરેથી શુરૂઆત કરે તોજ આગળ ચાલે છે, અને એ બાબતના દાખલાની જરૂરત નથી કેમકે તે તો મશહુર અને જોએલી બાબત છે, તોપણ એકાદ દાખલો કે વિધવાઓના બીજી વખત નીકાહ ન કરતા અગરચે નાની વયની જુવાન હોય તોપણ બેસારી રાખે છે, અને તેથી કેટલીક વખત માઠા પરીણામ પણ આવે છે અને એ માઠા પરીણામથી શરમ અને હયાથી મરવા જેવું થઇ પડે છે છતાં એ ખરાબ રીવાજને દુર કરતા નહતા તેથી કેટલીક ગ્નાતોમાં એટલે સુધી કે હીંદુઓમાં પણ કેટલાક આગેવાનોએ એ રીવાજને તોડવા પોતાના ઘરેથી પહેલ કરી વીધવાઓને બીજા શવહર કરી આપ્યા, અને તેથી રફતે રફતે ખરાબ રીવાજ બંધ થઇ સારો રીવાજ વધતો જાય છે, અગરચે શુરૂઆતમાં એ રીવાજ કાઢનારની મશકરીઓ થઇ ટીકા થઇ પણ તેથી ન ડરતાં મજબુત રહી જારી કર્યાં.

અરબોમાં ઘણા રીવાજો ખરાબ હતા તેમાં એક રીવાજ આ પણ હતો કે પોતાની છોકરી આપવા માટે કુફુવ (વડ) તપાસતા હતા, વડ મળ્યા વગર આપતા નહતા, કેટલાક તો પોતાના ખાનદાન સીવાય બીજા ખાનદાનમાં આપતા નહતા, એટલુંજ નહીં પણ કેટલાંક તો એવે દરજે વધી ગયા હતા કે પોતાની છોકરી બીજાના ઘરમાં જાય અને તેણીને બચ્ચાં થાય એ શરમ ભરેલું સમજી છોકરીને મારી નાંખતા હતા, જીવતી દાટી દેતા હતા. અને બીજો એક રીવાજ એ પણ હતો કે પોતાના દત્તકને સગા છોકરાનીજ માફક ગણતા એટલે સુધી કે દત્તકની ઓરતને સગા છોકરાની ઓરત તરીકે સમજી તેણી

સાથે નીકાહ કરવા હરામ જાણતા, એટલે દતક મરી જાય અથવા તલાક આપે તો તે ઓરતને પોતા માટે હરામ સમજતા.

હવે ખુદાએતઆલાએ પોતાના હબીબને એ બન્ને ખરાબ રીવાજો બંધ કરાવી સારા રીવાજ ચાલુ કરવાનો હુકમ આપ્યો, પણ કહેવત છે કે કોઇ કામની પહેલ કરવી હોય તો પોતાના ટાંડા ઉપર ઘા લીધા વીના થતું નથી તેથી હઝરતે એ રીવાજ પોતાનેજ ત્યાંથી જારી કરવા નક્કી કરી પોતાની ફુઇની દીકરી ઝેનબને પૈગામ મોકલ્યો કે મારા આઝાદ કરેલા ગુલામ ઝેદ સાથે નીકાહ કર, ઝેનબ તે વખતે જવાન ખુબસુરત અને કુંવારા હતા, આ સાંભળીને અજબ થયા અને તેના ખાનદાનમાં ગડબડાટ મચી ગઇ કે હઝરતે રસુલે ખુદાસ૦ આ શું કહે છે ? આપણું ખાનદાન તમામ ખાનદાન કરતા શ્રેષ્ટ છે તેની દીકરી હલકા ખાનદાનના મુકત થીએલા ગુલામને આપવી તે કેમ બને ? છેવટે ખુદાનો હુકમ થયો કે આ બાબતમાં આનાકાની કરો નહીં, હવે શું કરે ? ખુદાના હુકમથી લાચાર ઝેનબે ખુદાના હુકમને આધીન થઇ એ વાત કબુલ કરી અને ઝેદ સાથે નીકાહ કર્યા, શાબાશ છે જનાબે ઝેનબને અને તેના ખાનદાનવાળાઓને, અફસોસ આપણા લોકોમાં ગાણા ફટાણા અને ઢેલ સરણાઇ વાજાગાજાનો રીવાજ દુર કરવો અમોએ ઘણી કોશીશ કરી પણ હજુ બરાબર જોઇએ તેવો રીવાજ થતો નથી, બલકે એ રીવાજને બંધ કરે છે તેને શાબાશીને બદલે ઠપકા આપે છે, ખેર ઇન્શાઅલ્લાહ રફતા રફતા થશે હાલ થોડો થોડો ચાલ એવો થયો છે કે નાચ ગાણા વાજા તમામ કાઢીને દોરૂદ અને સલવાતના નાઆરા સાથે સરગસ કાઢે છે, અમોએ અમારા છોકરાની શાદી પણ આવીજ રીતે કરી, અને હાલ

થેડા મહીના થયા અમારા દોસ્ત મુંબઇવાળા હાજી મોહેદીનાભાઇ અલારખ્યાભાઇએ પોતાના ફરજંદ અહમદભાઇની શાદી કછકેરામાં પણ એજ શરા મુજબ કરી અને બીજા કેટલા સાહેબો મુંબઇ જંગબાર અને બીજા કોઇ કોઇ ગામવાળાઓએ એજ રીવાજ જારી કર્યો છે ખુદા તેઓને જઝાએ ખેર અતા કરે.

હવે એ ખાનદાન અને વડ તપાસવાના રીવાજને તો હઝરતે રસુલે ખુદાએ પોતાનાજ ખાનદાનથી દુર કર્યો, પણ બીજો રીવાજ દતકની ઓરત સાથે નીકાહ કરવાનો બાકી રહયો, અને એ રીવાજ પણ પોતેજ પોતાને ત્યાંથી જારી કરે તોજ થાય, અને ઇલ્મે અખલાકમાં સાબીત થયું છે કે ઇલાજ છે તે સીધી બાબતથી થતો નથી ઊલટી બાબતથી થાય છે, જેમકે કોઇને તાવ આવે તો મીઠી ચીજથી તાવ નહીં જાય કડવી ચીજથી તાવ જશે, અને કડવી ચીજ ઇનસાનને ગમતી નથી, પણ તાવ દુર કરવા કડવી ચીજની કડવાસ સહન કરવી પડે છે, કોઇ કંજુસ હોય તો તેનો ઇલાજ એજ કે પૈશા ખુબ વાપરે ગરીબોને આપે એટલે સુધી કે કોઇ વખતે નદીમાં નાખી દેવાની ટેવ પાડવી પડે છે કે જયારે નદીમાં નાખી દીએ તો સખાવત કરવી આસાન થાય, કોઇની ગીબત કરી હોય તો તેનો રદ કરવા મટે તેની પાસે માફી માગે તેની તારીફ કરે ત્યારે તે માફ થાય છે, વડનો રીવાજ દુર કરવાનો એજ ઇલાજ છે કે જે વડ ન હેય અને હલકા ખાનદાનનો હોય તેને દીકરી આપે ત્યારે એ રીવાજ દુર થાય, જેમકે હઝરતે કર્યું કે પોતાની ફુફુની દીકરી એક મુકત થાએલા ગુલામને આપી.

જાહીલો દતકની ઓરત સાથે નીકાહ કરવા હરામ જાણતા

હતા તે રીવાજને દુર કરવા માટે હઝરતે રસુલે ખુદાએ પોતાના દત્તક ઝયદે તલાક આપેલી ઓરત ઝેનબ સાથે નીકાહ કર્યો, અને લોકોની મશકરી અને ટીકા ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યું નહીં, અને એ રીવાજ પણ જારી કર્યો કે બીજાઓને હરકત આવે નહીં, જેમકે ખુદાએ પોતે ફરમાવ્યું છે કે અએ મારા હબીબ તારા નીકાહ ઝેનબ સાથે એટલા માટે કર્યા કે મોઅમેનીનમાં એ વાતની હરકત ન રહે એટલે પોતાના દત્તકની ઓરત સાથે નીકાહ કરવાનો રીવાજ ચાલુ થાય,

ઝૈદે ઝેનબને તલાક આપી અને આપે તેની સાથે નીકાહ કર્યા એ બયાન ખુલાસાથી અમોએ તફસીરમાં સુરએ અહઝાબની ૪ થી અને ૩૭ મી આયતમાં લખ્યું છે તેથી આંહીં ટુંકમાં એક એક વખત હઝરતે રસુલે ખુદાસ૦ ઝૈદને ઘરે ગયા તો ઝેનબ ઉપર ઓચીંતી નજર પડી તેથી આપે ખુદાની તસબીહ અને તાઅરીફના શબ્દો કહયા કે "સુબ્હાનલ્લાહે ખાલેકુન્નુર" ઇલઆખરી, પછી ઝૈદ ઘરે ગયો તે વખતે ઝેનબે કહયું હઝરત અહીં આવ્યા હતા અને આવા શબ્દો તેઓની ઝબાન મુબારકથી નીકળ્યા, આ સાંભળી ઝૈદે કહયું રખેને હઝરતના દીલમાં તારો ખીયાલ થયો હોય, માટે તું ચાહે તો તને તલાક આપું, કે તે પછી હઝરત તારી સાથે નીકાહ કરી લીએ, ઝૈનબે કહયું ભલે પણ એવું ન બને કે તમો તલાક આપ્યા પછી હઝરત મારી સાથે નીકાહ ન કરે તો હું બન્ને તરફથી રખડી પડું, પછી ઝૈદે હઝરતે રસુલે ખુદાસ૦ને અરજ કરી કે મારા માબાપ આપ ઉપર કુરબાન થાય, ઝેનબે મને આવી વાત કરી માટે આપની મરજી હોય તો હું ઝૈનબને તલાક આપું પછી આપ તેનો

સાથે નીકાહ કરી લીઓ, આપે ફરમાવ્યું "અમ્સીક અલયક ઝ- વજક વત્તકીલ્લાહ" એટલે તુ આ બાબતમાં ખુદાથી ડર અને તેને તલાક ન આપ અને પોતાનો પાસે રાખ.

આ વાતથી ખુદાએ હઝરતને ફરમાવ્યું ઝેનબને તલાક આપવાની ઝેદને મનાઇ શા માટે કરે છે ? તુ જાણે છે હું ચાહું છું કે તારા નીકાહ ઝેનબ સાથે કરૂં, પછી ઝેદે ઝેનબને તલાક આપી અને ઇદ્દો પુરો થવા પછી ખુદાએ અર્શ ઉપર જીબરઇલને ગવાહ રાખીને હઝરતે રસુલે ખુદાના નીકાહ ઝેનબ સાથે કરી આપ્યા, અને તેનું કારણ પણ બયાન કર્યું કે એટલા માટે મેં તારા નીકાહ ઝેનબ સાથે કર્યા કે મોઅમેનોનને હરકત ન આવે એટલે દત્તકની ઓરત સાથે નીકાહ કરવા હરામ ન જાણે અને તે ખોટા રીવાજને તજી દીએ,

આતો એવો મવકો થયો અને ઝેદે પોતાનીજ ખુશીથી ઝેનબને તલાક આપી, પણ જેમ ખાનદાન અને વડના રીવાજને તોડવા માટે હઝરતે ઝેનબને કહી તાકીદ કરીને ઝેદ સાથે નીકાહ કરાવ્યા તેમજ આ બીજો રીવાજ તોડવા માટે ઝેદને હુકમ કરતે કે તુ ઝેનબને તલાક આપ પછી હું તેની સાથે નીકાહ કરૂં તો શું કાંઇ હરકત હતી ? ના ! નહતી. ઉપરાંત કોઇ એમ કહે કે ઝેદ રાજી નહતો અથવા રાજી ન થતે, પણ ઝેદને નારાજ થવાનું કોઇ કારણ નહોતું કેમકે ઝેદ હઝરતને એવા મ્હોટા મરતબાવાળા અને આલીશાન ખુદાના મુકરરબ સમજેલા કે હઝરતની ખીદમતમાં રહેવા માટે પોતાના બાપની પાસે ગયો નહીં, પોતાના બાપનું પુષ્કળ નાણું તજી દીધું, બાપ અને ખાનદાનની મોહબ્બત મુકી આપી, તો જેનો એવો એતેકાદ હોય કે હઝરત ઉપર જાન માલ દૅલત માબાપ કુરબાન કરે તે

એક ઓરત વળી એવી ઓરત કે તેજ હજરતે અપાવેલી એટલુંજ નહીં પણ ખુદાના હુકમથી ખરાબ રીવાજ તોડવા શું તલાક ન આપે? અને તેથી નારાજ થાય ખરો? તે છતાં આમાં એમ બનેલ પણ નથી બલકે હજરને મના કરી છતાં પોતે તલાક આપી,

હવે એ મુનાફેકો અને બેદાનો હજરત ઉપર તોહમત મુકી ખોટી મશકરી કરનારાઓને જવાબ આપવામાં આવે છે કે આમાં હજરતનું ઝેનબ ઉપર આશક થવું અને નફસની ખાહીશ કયાં રહે છે? હા કોઇ નવી ઓરત કે કોઇ વખતે જોઇ ન હોય તે મળે એમ ન હોય તેની ખુબસુરતીની ખબર ન હોય અને તેને જુવે તો આશક થાય તે જુદી વાત, અગરચે એવો ખીયાલ હજરત માટે તો રાખી સકાયજ નહીં, ધારો કે તૈમા તૌમા હજરતનો એવોજ નફસ હોય અને એવી ખુબસુરત જોઇ તેના ઉપર આશક થાય એવા હતે તો ઝેનબને શું નાનપણમાં હજરતે જોઇ નહીં હોય? તે કાંઇ બારણા-ંથી આવ્યા હતા, તેઓ તો આપની ફુઇની દીકરી થતા હતા, અને જયારે ઝેદનો પૈગામ મોકલ્યો ત્યારે ઝેનબ સમજ્યા કે હજરને પોતા માટે પૈગામ મોકલ્યો છે તેથી ખુશી થયાં; પણ જયારે ખબર પડી કે ઝેદ માટે કહે છે તેથી રાજી થયા નહીં, અને પોતાની ખુબસુરતી ઉપર ફખર કરતા હતા, હજરતને આપવા આખુ ખાનદાન રાજી હતું ઝેનબ પોતે રાજી હતા વળી એવા ખુબસુરત કુંવારા જવાન અને હજરત પણ જવાન હતા અને તે વખતે હજરતની સત્તા અને માન અને રોઆબ એવો ફેલાએલો નહતો કે જેની ચાહે તેની છોકરી સાથે નીકાહ કરી શકે, તે વખતમાં આપે ઝેનબ સાથે નીકાહ કર્યાં નહીં, જો નફસાનીયત હતે તો એવો ઉમદા મવકો હાથમાંથી જવા આપતે

નહીં પણ એ તમામ બાબતો તજી દઇ પોતાના મુકત કરેલા ગુલામ સાથે ઝૈનબના નીકાહ કરી આપ્યા, અને જ્યારે કેટલાંક વરસ થઇ ગયા ઝૈનબની જવાની જતી રહી ઝૈદના ઘરમાં ઘરવાસ ભોગવી ચુકી પોતાની પણ મોટી ઉમ્મર થઇ ઉપરાંત આપની સત્તા ચારે તરફ ફેલાઇ ગઇ ઇસલામીઓ અને તાબેદારો ઘણા થયા માન વધ્યું અને એવો વખત હતો કે જે ખુબસુરત જવાન અને કુંવારી છોકરી સાથે ચાહે તે આસાનીથી મળી શકે છતાં પોતાના હાતકની ઓરત સાથે નીકાહ કર્યા તો આને કોણ અક્કલમંદ એમ કહી શકે કે આશક થવાથી નીકાહ કર્યા, બલકે આથી લોકોમાં ચરચા થવાની પુરેપુરી ખાત્રી વળી પોતાના મુકત કરેલા ગુલામના ઘરમાં રહેલી ઓરત કે જેવી ઓરત સાથે નીકાહ કરવા મોટા માણસ પોતાની હલકાઇ સમજે છે, છતા આપે નીકાહ કર્યા તો તે આશક થયાથી નહીં પણ ખાસ ખુદાના હુકમ માટે એ ખરાબ રીવાજને તોડી સારો રીવાજ ચાલુ કરવા માટે કર્યા, અને આ વાત થોડી સમજવાળા પણ સહેલાઇથી સમજી શકે છે પણ દુશમની એવી ચીજ છે કે સામાવાળાની નેકીને બદી ગણે છે, અને ખુદાએ પણ સાફ ફરમાવ્યું છે કે આ બાબતથી તું લોકોથી ડરે છે (કે બદ બોલશે) પણ લોકોથી ન ડર મારાથી ડર અને મેં એટલા માટે તારા નીકાહ ઝૈનબ સાથે કર્યા કે મોઅમેનીનને હરકત ન આવે, એટલે એ ખરાબ રીવાજ દુર થવાથી તેઓમાં હાતકની ઓરત સાથે નીકાહ કરવામાં એબ ન રહે.

આ બનાવથી કેટલાક ફાયદા થયા, જેમકે વડ તપાસવાનો રીવાજ તુટયો, મોટા ખાનદાનની દીકરી હલકા ખાનદાન વાળાને આપવામાં એબ રહયો નહીં, હાતકની ઓરત સાથે નીકાહ કરવાની

એટી શરમ રહી નહી. જનાબે જેનબ પોતાની ખુબસુરતી ઉપર ફખર કરતા હતા તે તુટયું, કે બીજા ખાનદાનવાળા એવા શખસ સાથે શાદી થઇ, જેનબની ખુદાની ફરમાંબરદારી સાબીત થઇ કે ખુદાના હુકમને આધીન થઇ જેદ સાથે નીકાહ કર્યા, જેદને ઇમાનદારીનો બદલો મળ્યો કે હજરતની ફુઇની દીકરી ખુબસુરત અને કુંવારી સાથે શાદી થઇ, અને જેનબે ખુદાની ખુશી માટે જેદ સાથે નીકાહ કર્યા તો છેવટે ખુદાએ એ મ્હોટો મરતબો આપ્યો કે આપ હજરતે રસુલે ખુદાની બીબી થયાં, અને તમામ બીબીઓ કરતાં એ ફઝીલત વધી ગઇ કે ખુદાએ અર્શ ઉપર હજરતે રસુલે ખુદા સાથે નીકાહ કરી આપ્યા; અને હજરતે રસુલે ખુદાની પુરેપુરી ખુદાની મરજી મુજબ વરતવાની બાબત સાબીત થઇ, અને ખુદાની ખુશી માટે આપની સંપુર્ણ નમ્રતા જાહેર થઇ કે લોકોની વાતો તરફ ધ્યાન ન આપતા પોતાના આઝાદ કરેલા ગુલામની ઓરત સાથે નીકાહ કર્યા. ખુલાસો એ કે આપ જે કામ માટે મુકરરર થયા હતા તે કામ પુરેપુરૂં કામીલ રીતે બજાવી લાવ્યા કે જે બાબતનો લોકોને હુકમ કરતા હતા તે ફકત જબાની નહતો બલકે પોતે તે ઉપર અમલ કરી બતાવ્યો, અને લોકોના ઠપકાની કાંઇ પરવા કરી નહીં. (અલ્લાહુમ્મ સલ્લે અલા મો-હમ્મદ વઆલે મોહમ્મદ.)



એઅતેરાઝ—હજરતે મેહદી અ૦ વીશે કેટલાક કહે છે કે તેઓ જાહેર થયા અને ગુજરી પણ ગયા અને નવો દીન જારી કરી ગયા માટે હવે એ મઝહબ ઉપર ચાલવું ફરઝ છે, તમામ મઝહબ રદ થયા છે, તો તે વીશે શું સમજવું ?

જવાબ—હ૦ મેહદી જાહેર થવા વાશે ઘણી નીશાનીઓ છે જે એહાર વીગેરેમાં મેઅતબાર સનદ સાથે લખાએલી છે, તેમાંની થોડી નીશાનીઓ "આકેયાતુસ્સાલેહાત" માંથી હ૦ ઇમામે મોહમ્મદે બાકેર અ૦ ફરમાવેલમાંથી ઇન્તેખાબ કરી ટુંકમાં ખુલાસો લખવામાં આવે છે.

હ૦ મેહદી અ૦ એ ઝમાનામાં જાહેર થશે કે જે ઝમાનો ઝુલ્મ અને ખરાબ ફેલોથી ભરાઇ જશે. આપ જાહેર થવાની પહેલે સુર્ય જે દીશાએ અસ્ત થાય છે તેજ દીશાથી પાછો ઉદય થશે, આપ જાહેર થશે તે વખતે જીબરઇલ અ૦ આપ જાહેર થવાની તમામ ખલકતને એવા અવાજથી ખબર સંભળાવશે કે તમામ દુન્યાના લોક સાંભળશે, એટલે સુધી કે સુતેલા પણ ચોંકી પડશે અને સાંભળશે, ઓરતો પરદામાંથી બાહેર નીકળી પડશે, ઉભો હશે તે બેશી જશે, બેઠો હશે તે ઉભો થઇ જશે. અને એ આવાજ માહે રમઝાનની ૨૩ મી રાત્રે (શબેકદરમાં) થશે. અને આપે ફરમાવ્યું એ આવાજ વિશે શક ન રાખો તે સાંભળજો અને તાબેદારી કરજો અને ખુદા રહમ કરે એના ઉપર કે જે એ આવાજ સાંભળીને કબુલ કરે. અને હ૦ મેહદી જાહેર થયા પછી હ૦ ઇસા આસમાન ઉપરથી નાઝીલ થશે. અને હ૦ મહેદી અ૦ ની પાછળ નમાઝ પડશે અને જેવી રીતે દુન્યા ઝુલ્મ અને બદ કામોથી ભરાઇ ગઇ હશે તેવાજ રીતે દુન્યાને અદલ અને ઇન્સાફથી ભરપુર કરશે.

તો આમાંથી હજુ એકે નીશાની થઈ નથી ત્યાં હઝરત મેહદી કયા ખુણામાં જાહેર થયા અને કયારે ગુજરી ગયા અને કેટલું જીવતા રહયા અને શું કર્યું તે તો કાંઇ ખબર પડી નહી ગુજરી પણ ગયા!

મુજબ છે કે તમોને જાહેર થવા અને ગુજરી જવાની બન્ને ખબરો સાથે પહોંચી, તો હવે કેને શોધવો ? અો શું કરવું ? અરે સાહેબ આપણને શોધવાની જરૂરત નહીં પડે બલકે આપોઆપ કુદરતી આવાજ ઉપર મુજબ થશે અને સર્વેને ખબર પડશે, અને લોકોને આવાજ સુમરહી લુચ્ચાઇ અને ખરાબ કૃત્યો જુલ્મ દગાબાજી વી૦ પુરી હાલતમાં રેહવા આપી ગુજરી નહીં જાય, બલકે તમામ મઝહબને રદ કરીને એકજ દીને મોહમ્મદી શીઆએ ઇસ્નાઅસરી ચલાવશે, અને આદલ તથા ઇન્સાફથી તમામ દુન્યાને ભરપુર કરી આપશે.

ટુંકમાં એ કે એવા બનાવટી મહેદી તો કેટલાક થયા અને કેટલાક થશે, જેમકે આરે પાલનપુર તરફ મેંહદી થાઓ હતો, સુડાનમાં થાઓ હતો, અને પંજાબમાં હાલ કાદયાની મેહદી જીવતો છે, અને મને એવો ખીયાલ થાય છે કે દરેક મુલકમાં બલકે દરેક ગામમાં એક મેહદી થાય તો નવાઇ નથી, તો તેથીજ ખુદાએ એવી મ્હા મ્હોટી અજાએબ ભરેલી અને કોઇથી પણ બની ન શકે એવી નીશાનીઓ મુકરરર કરી છે, જો એવી નીશાનીઓ મુકરરર નહતે તો આપણે પણ શકમાં પડી જતે, માટે કોઇના ફરેબમાં આવો નહીં અને હ૦ જીબરઇલ અ૦ની અવાજની ઇન્તેજારી કરો.

કોઇ એઅતેરાઝ કરે કે એવો લાંબો અને મોટો અવાજ કેવી રીતે થઇ શકે ? અને એવા જોરથી આવાજ કરશે કે તમામ દુન્યા સાંભળશે, તો તે આવાજ થવાની નજીકની જગ્યો જેમકે મક્કા મદીના વી૦ના માણસો આવાજ સાંભળતાંજ મરી જશે, તો તેનો જવાબ એ છે કે એક ગામના માલીક તરફથી જ્યારે તોપ પડે છે ત્યારે આખા ગામના તમામ લોક સાંભળે છે, તો દુન્યાના માલીકની તોપની

આવાજ શું આખી દુન્યાના તમામ લોક સાંભળી નહીં શકે ? અને તોપની નજીકવાળા મરતા નથી તો તે તોપની નજીકવાળા શા માટે મરે ? ? એટલુંજ નહીં પણ જ્યારે ગર્જના થાય છે ત્યારે એવી આવાજ થાય છે કે હજારો ગામના લોકો એકી વખતે એકજ સરખો આવાજ સાંભળે છે તે કેમ ? તો જેને ગર્જનાનો આવાજ કરવાની શકતી છે તેને શું એ આવાજ કરવાની શકતી નથી ?

હાંસલકસામ કોઇના ફરેબમાં ન આવો અને કોઇ શક નાંખે તો જાણુવાવાળાને પુછો અથવા પુછાવો અને મુસ્તકીમ રહો જમાનો ઘણો બારીક આવ્યો છે.

# એઅતેરાઝનો જવાબ. (૪)

(પાછળના પેજ ૩૮ માં ત્રીજા એઅતેરાઝનો નંબર લખ્યો નથી તે ત્રીજો એઅતેરાઝ છે.)

બાબીઓ એઅતેરાઝ કરે છે કે યહુદીઓ હ૦ ઇસા અ૦ ના આવવાની વાટ જોતા હતા, પણ જ્યારે તેઓ આવ્યા ત્યારે તેઓ ઉપર ઇમાન લાવ્યા નહીં તેમજ નસારા હ૦ મોહમ્મદ સ૦ના આવવાની વાટ જોતા હતા, પણ જ્યારે તેઓ આવ્યા ત્યારે તેઓ ઉપર ઇમાન લાવ્યા નહીં, તેમજ હ૦ મેહદી અ૦ ના ઝાહેર થવાની રાહ જુએ છે, પણ જ્યારે તેઓ ઝાહેર થયા ત્યારે તેઓ ઉપર ઇમાન લાવ્યા નહીં, બલકે તેઓને મારી નાખ્યા.

**જવાબ**—જે મહેદી અ૦ આવવાની ઇસલામીયો રાહ જુએ છે તે મેહદી હજી આવ્યા નથી અને કેટલાકે મેહદી હોવાનો ખોટો દાવો કર્યો અને મેહદી હોવાની તેમાં કોઇ પણ નીશાની હતી નહીં, તેથી ઇસલામીયો ઇમાન લાવ્યા નહીં, અને એ મેહદી જે આવનાર છે તે તમામ ખલકતને ગુમરાહીમાં મુકીને મરી નહીં જાયં, બલકે તમામ મઝહબોને નાબુદ કરી એક મઝહબ કાયમ કરશે.

અને બીજો એઅતેરાઝ એ કરે છે કે જે દલીલથી ઇસલામ અને કુરઆનને ખરા માનો છો, તેજ દલીલથી બાબીને પણ ખરો મેહદી કરી માનો.

એનો જવાબ એ છે કે ઇસલામીયો મોઅજીઝા વી૦ના સબબથી કુરઆન અને ઇસલામને ખરા માને છે, અને બાબીયો મોઅજીઝાને માનતા નથી, તો જે દલીલથી ઇસલામ ખરો મનાય છે તે દલીલ બાબી માટે કયાં બાકી રહી ! એ શીવાય યહુદીઓ અને નસારાનો દાખલો એ બાબતમાં બીલકુલ લાગુ થતોજ નથી, જેમકે કોઇ માણસ મુસલમાનોને કહે કે જેવી રીતે કે યહુદી હઝરતે ઇસાને કબુલ નહીં કરવાથી અને નસારાઓ હઝરતે મોહમ્મદ સ૦ ને કબુલ નહીં કરવાથી ઠપકાને પાત્ર છે, એવી રીતે તમે મુસલમાન ફિરઔન અને નમરૂદને કબુલ નહીં કરવાથી ઠપકાને પાત્ર છો, તો મુસલમાન ખચિત જવાબ આપશે કે તમારૂં એમ કહેવું અને અનુમાન કરવું તદ્દન બુધ્ધિ અને તર્ક વિરૂધનું છે, કેમકે યહુદીયોની કિતાબોમાં હઝરતે ઇસા અ૦ ની સિફાતો અને અલામાતોનું સ્પષ્ટ બયાન છે, અને નસારાઓની કિતાબમાં હઝરતે મોહમ્મદ સ૦ની સિફાતો અને અલામાતોનું સ્પષ્ટ બયાન છે, પણ મુસલમાનોની કિતાબ કુરઆને પાકમાં, ફિરઔન

અને નમરૂદને જુઠા–બાતિલ ફરમાવેલાં છે અને તેમના ધણી ગુરાઇ જાહેર છે, તો અમે એવાઓને કેવી રીતે કબુલ રાખીયે ? નમરૂદ અને ફિરઐાને તો ખુદાઇનો દાવો કર્યો છે, અગર તે કહે છે કે અમે નમરૂદ અને ફિરઐાનનું નામ મેહદી અને મસીહ રાખીશું તો તમે કબુલ કરશો ? અમે જવાબ આપીશું કે હીંદુસ્તાનમાં ઘણાં માણુસોના નામ શાહ હોય છે, અને શાહ હોતા નથી તો શું નામ પાડયાથી તેઓ ખરા શાહ થઇ ગયા ? કોઈ જીબ્રઇલ નામનો શખસ ખરા જીબ્રઈલનું કામ કરી શકશે ? કદી નહીં, ઇસ્લામે જે મેહદી આવવાનું ફરમાવ્યું છે તે મેહદી તો ઇસ્લામનો વિસ્તાર વધારવા આવશે, ઇસ્લામનો નાશ કરવા આવશે નહીં. તે હઝરતે મોહમ્મદ સ૦ ના તાબેદાર હશે તેમનો સરદાર અને ખુદા હોશે નહીં.

બાબીયો આ દલીલથી એમ કહેતા લાગે છે કે મુસલમાનો હઝરતે મેહદી અ૦ ની વાટ જુવે છે, અને શીરાઝના બે જણાએ મેહદી હોવાનો દાવો કર્યો છે, તો મુસલમાનોએ તેમના ઉપર ઇમાન લાવવું જોઇયે, અને જો ઇમાન ન લાવે તો મુસલમાનો યહુદીયો અને નસારાઓની જેમ ઠપકાને પાત્ર છે; તો તેનો જવાબ એવો છે કે મેહદીપણાનો દરેક દાવો કરનારાને કબુલ કરવો જોઇયે એમજ જો હોય તો આ છેલ્લા બાબીયોના ઝમાના સુધીના મુસલમાન મુસલમાન નહોતાં એમ ઠરશે, કેમકે ઇસ્લામની શરૂઆતથી અત્યાર સુધીમાં હજારો માણુસોએ મેહદી હોવાનો દાવો કર્યો છે, આ ઝમાનામાં પણ મેહદી હોવાનો દાવો કરનારાં ઘણાં છે જેમને બાબીયો માનતા નથી અને જુઠા કહે છે.

પંજાબમાં આવેલા કાદયાન ગામમાં ગુલામ એહમદ કાદયા-નીએ આજ કાલ પચીસ વર્ષ પર મેહદી અને મસીહ બન્ને હોવાનો દાવો કર્યો હતો, અને તે બાબીયોની પેઠે છુપીને નહીં પણ જાહેર રીતે પોતાના દાવાની દલીલો પેશ કરતો હતો; અને તેની હયાતીમાં તેની તરફથી જુદી જુદી ભ.ષ.ઓમાં છાપા અને રીસાલા પ્રગટ થતા, બાબીયોએ અત્યાર સુધી પોતાના અકાયદમાં એક કીતાબ જાહેર મુકી નથી એજ તેમના જુઠાપણાની સ્પષ્ટ દલીલ છે, વળી હમણાં યહયા નામના માણસે પયગમ્બરીનો દાવો કર્યો છે અને તે પણ બાબની જેમજ કે ઇસ્લામ મનસુખ થઇ ગયો અને મ્હારો દીન આવ્યો. જેમ બાબ 'બયાન' કીતાબ ધરાવે છે તેમ યહયા પોતાની સાથે ફુરકાન કીતાબ ધરાવે છે. અને પોતાનો કલેમો (મઆઝઅલ્લાહ) "લાએલાહ ઇલ્લલ્લાહ યહયા અયનુલ્લાહ" રાખ્યો છે. તે પણ જાહેર દાવત કરે છે. તો હવે બાબીયો કહેશે કે આ સર્વેમાં કયો ખરો છે? બાબીયો આમને જુઠા કહે છે અને આ મેહદીયો બાબને જુઠા કહે છે બલકે બાબીયો પોતાના ધર્મની તરફેણમાં જે દલીલો કરે છે તે દલીલોથી તો આ હીંદુસ્તાનના પયગમ્બરો વધ.રે સાબીત થાય છે. નઉઝો બિલ્લાહે મિન ઝાલેક.



# એઅતેરાઝનો જવાબ (૫)



ઇરાનના બાબીયોનું કહેવું એવું છે કે ખુદાની હુજ્જત અને શરીઅત કદી ખતમ (પુરી) થતી નથી, હઝરતે મોહમ્મદ સ૦ ખા૦

તિમ એટલે ખતમ કરનાર છેલ્લાં નબી હતાં પણ જેવી રીતે મુસલ-
માનો તેમને ખાતિમ સમજે છે તેવી રીતે ખાતિમ નહવાં મુસલ-
માનોનું માનવું એવું છે કે તેમની બાદ કોઇ શરીઅત આવશે
નહીં, યહુદી માને છે કે હઝરતે મુસા અ૦ છેલ્લાં પયગમ્બર છે અને
તેમની શરીયત છેલ્લી અને આખરી શરીયત હતી તેમની એવી
માન્યતા હઝરતે મુસા અ૦ ની ઝબાની ખાતેમીયતનો દાવો સાંભળ-
વાના કારણથી છે, તેઓ કહે છે કે હઝરતે મુસા અ૦ ખાતિમ છે
એમ લખેલું છે, જેમકે હઝરતે રસુલે ખુદા સ૦ ની ખાતેમીયત કુર-
આનથી સાબિત છે તેમ હઝરતે મુસા અ૦ ની ખાતેમીયત તવરેતથી
સબિત છે, નસારાઓની રથીતિ પણ એવીજ છે તેઓ એમ માને
છે કે હઝરતે ઇસા અ૦ ખાતેમ છે, કેમકે તેઓએ ઇન્જીલમાં એવો
દાવો કર્યો છે. બાબી લોકો કહે છે કે કુરઆનમાં હઝરતે રસુલે ખુદા
સ૦ નું ખાતેમ હોવાનું જે બયાન આવેલું છે જેથી મુરાદ એ
ઝમાનો (સમય) છે કે જે ઝમાના માટે ખુદાએ ઇસ્લામને પસંદ કીધો
હતો, હવે નવી શરીઅત આવવાના કારણથી ઇસ્લામ ધર્મ રદ થઇ
ગયો અને હઝરતે રસુલે ખુદા સ૦ ખાતેમ-છેલ્લાં નથી. મેં ઓલ-
માઓથી સાંભળ્યું છે કે હઝરતે મુસા અ૦ મે તવરેતમાં અને હઝ-
રતે ઇસા અ૦ મે ઇન્જીનમાં ખાતેમ હોવાનો દાવો કર્યો નથી. પરંતુ
હઝરતે રસુલે ખુદા સ૦ નો ખાતેમ હોવાનો દાવો સ્પષ્ટ રીતે કુરઆને
શરીફમાં મૌજુદ છે, અને આશા છે કે આ સંબંધમાં આપ સંતો-
ષકારક જવાબ આપશો.

જવાબ—ખુદાવંદે કરીમ ઇરાનના બાબીયોને હિદાયત કરે કેમકે
તેઓ કુરઆને શરીફમાં અને હદીસોમાં, જે લોકો "ઇલ્મે આદબ"થી

અજ્ઞાન છે તેમને ભરમાવવા અને પોતાના પક્ષમાં લેવા અર્થ વિનાની તાવીલો અને તફસીરો કરે છે જેનો જવાબ જાહીલો જાહીલ અને અજ્ઞાન હોવાના કારણથી આપી શકતાં નથી. અને તાવીલ કરવી એતો એક એવી વાત છે કે દરેક માણસ જે ઇલમની કેદમાં ન હોય તે પોતાની મરજી મુજબ તાવીલ કરે તો તેને કોણ ના પાડે છે?

જ્યારે કુરઆને શરીફમાં આવેલી માકાન મોહમ્મદ અબા અહદિન મિન રેજાલેકુમ વલાકિન રસુલિલ્લાહે વખાતે મુન નબીયીન ( મોહમ્મદ સ૦ તમારામાંથી કોઇનો બાપ નથી, પરંતુ તે ખુદાનો મોકલેલો અને છેલ્લો નબુવ્વતને ખતમ કરનાર નબી પેગમ્બર છે) આ આયત આજથી એક હજાર ત્રણસો ત્રીસ વર્ષ પહેલાં નાઝીલ થઇ, અને આ આયતથી સર્વ મુસલમાનો એમજ સમજે છે કે ઇસ્લામ છેલ્લો દીન-ધર્મ છે અને હઝરતે મોહમ્મદ સ૦ની પછી કોઇ પેગમ્બર આવશે નહીં, તેઓ સર્વ એ આયતથી એમજ સમજ્યા અને એજ એનો અર્થ સર્વને સમજાવ્યો, હઝરતે રસુલે ખુદાસ૦ મેં પણ એજ ફરમાવ્યું લાનબીયો બઅદી- મ્હારી બાદ કોઇ નબી-પેગમ્બરકે રસુલ નથી. આવા પ્રકારની હદીસોની નકલ, જેવી રીતે કુરઆને શરીફ તવાતુર અને યકીની છે તેવી રીતે તવાતુર અને યકીની છે, જ્યારથી ઇસ્લામ ધર્મ શરૂ થયો ત્યારથી જે લોકો કુરઆને શરીફને અદ્યાપી લગી ઉતારી લાવ્યા છે એજ લોકો કુરઆનની પેઠે પેગમ્બર હઝરતે મોહમ્મદ સ૦ ખાતેમ છે— તેમની બાદ કોઇ પેગમ્બર આવનારો નથી એવા મતલબની અર્થની હદીસો ઉતારી લાવ્યા છે. હવે કોઇ કહે કે "ખાતે મ" શબ્દ કે જેનો

અર્થ અરબી ભાષામાં ખતમ કરનારો-(છેલ્લો અને આખર થાય છે) નો બીજો કોઇ અર્થ થાય છે અને તે શબ્દથી હઝરતે રસુલે ખુદા સ૦ની બાદ બીજો પૈગમ્બર આવે એને બાધ કરતા નથી, તો એ તાવીલ કરનારો પોતાની મરજીમાં આવે તેમ તાવીલ કરે છે એમ ગણાશે, દરેક ભાષાના શબ્દના અર્થ સમજવા માટે એ ભાષા બોલનારાઓ તેનો અર્થ કેવો કરે છે અને તેને કેવા રૂપમાં વાપરે છે અને તેમનો શો નિયમ છે એ જોવાની જરૂર છે, પોતાની તરફથી બનાવટી અર્થ ઉભો કરવાને અને કયાસ તથા અનુમાનમાં ન આવે તેવી તાવીલ ઘડવાને ખરો અર્થ થયો એમ કદી કહેવાય નહીં, અને જો એવીજ રીતે દરેક શબ્દની તાવીલ કરવા બેશીયે તો થઇ શકે છે પણ તેનું પરિણામ દુન્યાના વ્હેવારમાં ખલેલ નાખનારૂં આવ્યા વિના રહે નહીં. મેં તમને શા ભાવાર્થથી એક વાત કહી અને તમે તેનો શું મતલબ સમજ્યા અને મેં જે વાત કહી તેને તમે જુદીજ સમજ્યા એમ ગરબડ ગોટા વળવા પામે; એક બીજાના બોલવાનો એતબાર રહે નહીં. દરેક માણસ શું મને ફલાણા ફલાણા શબ્દ વડે કે જેના આટલા બધા અર્થ થાય છે ગ્હેણું તો માર્યું નહીં હોય એમ હૈરાનીમાં રહે. માટે સાહેબો ! દરેક જગ્યાએ તાવીલથી કામ ચાલતું નથી તાવીલ અહલે ઝબાનના નિયમ મુજબજ થઇ શકે, અને જો એમજ તાવીલ કરવા બેશીયે તો અમે બાબીયોના ધર્મ વાળાના શબ્દોની પણ તાવીલ કરીયે છીએ જેમકે જ્યાં જ્યાં તેઓ એવો દાવો કરે કે અમે તમારા 'રબ' છીએ, ત્યાં ત્યાં અમે એમ કહીશું કે તે રબ શબ્દ નહીં પણ 'રૂબ' છે કેમકે ફારસીમાં બન્ને શબ્દની લખાવટનું રૂપ એક છે.

અને એવી રીતે આમે તેમના લાફ્ઝના દરેક શબ્દને ઈસ્તેમાલ કરી શકીએ છીએ, બાબીયો એ શબ્દના અર્થ સંબંધે ભુલાવામાં પડ્યા છે.

ઇસલામની શરૂઆતથી અત્યાર સુધી જે તવાતુર રીતે કહેતા આવ્યું છે મનાયું છે. કુરઆનમાં અને હદીસોમાં મૌજુદ છે તે અનુંસાર હજરતે મોહમ્મદ સ૦ છેલ્લાં પેગમ્બર છે એમાં કાંઇ શક નથી, તેમની પછી કોઇ નવો દીન-ધર્મ આવનારો નથી, અને તેથી ઇરાની બાબીયોનો દીન બાતીલ છે, કેમકે તેમના બાબી દીનના પેશવાઓએ પેગમ્બરી ઉપરાંત ખુદાઇનો પણ દાવો કીધો છે, અને પોતાના નવા ધર્મ જે ઇસલામની ખિલાફ ફેલાવ્યો એટલે ઇસલામ પછી કોઇ દીન આવનાર નથી એ મુંળ વાતને માનતા હોવાથી સર્વે મુસલમાનો ઉપર ફરજ છે કે એ ધર્મની ખોજ ન કરે. કેમકે પાયેજ ખોટો છે. ઇસલામની અસલ ઉસુલજ એ છે કે કોઇ નવો ધર્મ ઇસલામ પછી આવનારો નથી, તો પછી બાબીયોને પોતાના ધર્મને નવો અને ઇસલામનો રદ કરનારો કહે છે તે ખોટોજ છે. બાબીયો કહે છે કે મઆઝલ્લાહ ધર્મ હક હતો પણ હવે ઇસલામ મનસુખ (રદ) થઇ ગયો. હું કહુ છું કે જ્યારે ઇસલામ હક હતો ત્યારે બાબીયોનો ધર્મ તેમનીજ ઝબાની બાતિલ થઇ ગયો (વાંચકો ઘણોજ બારીક નુકતો છે) સજજડ દલીલ છે વિચાર કરો કેમકે ઇસલામના અર્થ એ શરીઅત છે કે જે આલમે ફાની થવા સુધી બાકી રહે ઇસલામના પહેલાની શરીઅતો એવી નહતી, ઇસલામ "અલયવમ અકમલતો લકુમ દીનોકુમ" ની આયતથી પુર્ણ થઇ ચુકો છે.

વસ્સલામ.



૩ બહરૂલ મસાએબ ઉમદા ઉમદા પચાસ મજલીસોની કીંમત રૂ. ૨) પોસ્ટેજ ૦)॥ આફ્રીકા વી૦ના ૦ા ઉંચા કામળવાળીના રૂ ૨ા

૪ ગુલઝારે કરબલા બાગ બીજો, ઇમામે હુસેન અ૦નો અહવાલ ઉરદુ બાંધા ગુજરાતી હરફ રૂ ૧ા પો. ૦)॥ આ. ૦ા

૫ નુરેઇમાન એ માસીક ચોપાન્યું ઇમામે હુસયન અ૦ ની મુસીબતની રીવાયતો મરસીયા તથા સલામ વી૦ તથા મોઅજીઝા ફઝાએલ વી૦ વરસે રૂ. ૧ા આફ્રીકા રૂ ૧ા

૬ બાગેનજાત નોવેલ તરીકે ઉમદા વીષયોનું રસીક માસીક વરસે રૂ ૨

૭ મુખ્તારનામું મોટું ૩૫૦ પેજમાં રૂ ૨ પો. ૦)॥ આ. ૦ા

૮ મોઅજીઝાતે મુરતઝવી ૩૫૦ પેજની ૪૦ હૈદરે કરરાર અ૦ ના હેરત પમાડનાર ૫૦ મોઅજીઝાની રૂ ૧ પોસ્ટેજ ૦)॥ આ. ૦ા

૯ અહવાલુન્નીસા ખાસ ઓરતોના અહવાલના કીસ્સા હીકાયતો સારી નરસી ઓરતોના અહવાલ, ઓરત મરદના અરસપરસ હક, બચ્ચું હમલમાં રહે ત્યાંથી તે મોટી ઉમરનું થાય ત્યાં સુધી બયાન, પોસ્ટેજ સુધાં રૂ ૧॥ આફ્રીકા રૂ ૧ા

૧૦ હદીકએ શીઆહ એમાં શીઆહ મઝહબ ૯૦ આદમ અ૦ થીજ છે તેની સાબેતી, અને અહલેબૈતના બહુજ ઉમદા ફઝાએલ, અને બની ઉમય્યહ તથા બની અબ્બાસીયોમાંના ખલીફાઓ વી૦નો ટુંક અહવાલ કીંમત પોસ્ટેજ સુધાં રૂ ૧ા આફ્રીકાનો રૂ ૧॥

૧૧ તોહફતુઝ્ઝાએરીન ઇમામે હુસેન અ૦ તથા ઇમામે રઝા અ૦ તથા ખુરાસાન મક્કા મદીનાની ઝીઆરતની ફઝીલત મુસાફરીનો સામાન તેર, કરનટીના ચલણ વી૦ નું બયાન, મક્કા, મદીના, નજફ કરબલા, કાઝમેન, સામરા, ખુરાસાન, રોઝા મુબારકના નકશા, ઝીઆરત વી૦ વી૦ કીંમત રૂ ૦ા॥ પોસ્ટેજ ૦)॥ આ૦ રૂ ૦ા

૧૨ આદુસ્સાલેહીન બાર મહીનાના આઅમાલની તથા બીજી બારે માસમાં જાણવા જેવી બાબતોની રૂ ૨) પોસ્ટેજ ૦)॥ આ. ૦ા

૧૩ દુરરેબેમક્કા પંજેતને પાક નવ ઇમામ મળી ૧૪ માઅસુમ અ૦ ના મોઅજીઝા ફઝાએલ વીલાદત શહાદત વી૦ રૂ ૧॥ રૂ ૧ા

૧૪ મખઝનુલ મસાએલ રૂ ૧) પોસ્ટેજ ૦)= આફ્રીકાનો ઃ
૧૫ તાલીમુન્નીસા ભાગ ૬ કીતાબ ૩ કીં. રૂ૦॥ પોસ્ટેજ
આફરીકા ૦)= એક એક કીતાબનો રૂ ૦। પો૦ ૦)॥ આ. ૦)
૧૬ હૈદર ચરિત્ર અને હૈદરવાણુ ૦॥ પો૦ ૦)॥ આ૦ ૦)-
૧૭ તમીમ અનસારીનો રસીક દીસ્સો રૂ ૦। આ. રૂ ૦।૦।
૧૮ વઝીફા જેની અંદર જાત જાતની બીમારી, બલા ઝલીં
ઝુલમ દુર થવા, માલ દોલત મળવા કરજ અદા થવા, હાજતો
થવાની દોઆ નમાઝ અમલ ખુદાના ૨૫ ઇસમની ખાસીયત
અને કેટલીક આયતો અને સુરા કીં. રૂ ૦।= પોસ્ટેજ માફ.
૧૯ ઝાદુલ આખેરત ૧૦ મજલીસની રૂ ૦।- આફ્રીકા રૂ
૨૦ જવશને કબીર રૂ ૦।૦॥ આ૦ ૦।-
૨૧ નહુરેગમ ૭૫ નવહા ૧૦ સલામ પાંચ મુનાજાત દે.રૂદ વી૦
રૂ ૦।૦॥ આ. ૦।-
૨૨ સો હીકાયત રસીક અને નસીહત ભરેલી કીં. ૦)=। આ. રૂ૦।
૨૩ માબાપના હકો કીતાબ રૂ૦। આફરીકા રૂ૦।૦॥
૨૪ બીબી લોહર અને ચુઝાસુફનો રસીક કીસ્સો રૂ૦। આ. રૂ૦।૦॥
૨૫ નુરૂલઅંબાયુન યાસીન, તબારક, વી૦ સાત સુરા અરબી તથા
ગુજરાતી હરફોમાં શબ્દી તરજુમા સાથે કીંમત રૂ ૦॥- આ. ૦॥=
૨૬ હ૦ અલી અ૦ નુ બાજુબંધ ૦)॥ પો. ૦)॥
૨૭ શાદીનામા લગન લખેલા જાડા કાગળમાં લાલસાઇથી ૦)=॥
૨૮ મેઅરાજનામા મેઅરાજનો અહવાલ ૦)=।
૨૯ નેઅમત ગોસ્ત ખાવા શીકાર કરવા હલાલ કરવા વી૦ની ૦)=
૩૦ તઅવીઝે અઅઝમ બલા અને આફ્તોથી બચવાનું તાવીઝ ૦)=
૩૧ ગૈબી ખજાનો ૦)=॥
૩૨ ઇસ્લામી તારીખ્યું તારીખો સાથે ખુદાના ૨૫ ઇસમ રૂ ૦।
૩૩ જંગે બીરૂલ અલમ ૦)=। આફરીકાના ૦)=
૩૪ તોહફતુલ મોઅમેનાત જનાબે ફાતેમા અ૦ નુ જીવનચરીત્ર
છપાય છે. કીં. રૂ ૧) પો. ૦)= આ. ૦।